★ પ્રકાશન નં. ૨૪૪ ★

# વસીયત અને વારસાના

# અહકામ

લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ આશિક ઈલાહી સાહબ
બુલંદશહરી, મુહાજિરે મદની (દા. બ.)

અનુવાદક

**અબ્દુલકાદિર ફાતીવાલા**

પ્રકાશન વિભાગ :

**દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર**

મુ. પો. કંથારીઆ ૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (GUJ.-INDIA)

Maktabe Ashraf

★ પ્રકાશન નં. ૨૪૪ ★

# વસીયત અને વારસાના અહકામ

લેખક


હઝરત મવલાના મુફતી મુહમ્મદ આશિક ઈલાહી સાહબ
બુલંદશહરી, મુહાજિરે મદની (દા. બ.)




અનુવાદક

અબ્દુલકાદિર ફાતીવાલા




પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો. કંથારીઆ ૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (GUJ.-INDIA)


Maktabe Ashraf

કિતાબનું નામ : વસીયત અને વારસાના અહકામ

લેખક : હઝ. મવ. મુફતી મુહમ્મદ આશિક ઈલાહી

બુલંદશહરી મુહાજિરે મદની સા. (મ. ઝિ.)

અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા સા.

પ્રકાશન નં. : ૨૪૪

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૧૭/૧૯૯૬

કિંમત :



પ્રકાશક :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો . કંથારીઆ

તા. જિ. ભરૂચ

(GUJ.-INDIA)

Maktabe Ashraf

# અનુક્રમણિકા



Maktabe Ashraf

| વિષય | પાનું |
|---|---|


Maktabe Ashraf



# હઝરત મુફ્તી મુહમ્મદ આશિક ઈલાહી સાહબ (દા. બ.)નો મુબારક પત્ર

ફોન : ૮૩૬૭૨૦૫
પો. ઓ. બોક્ષ નં. ૭૦૬
મદીના–મુનવ્વરહ,
કીંગ્ડમ ઓફ સા. એરેબીઆ
તા. ૬–૫–૧૪૧૬ હિજરી સન

મુહતરમ અબ્દુલકાદિર સાહબ દામત બરકાતુહુમ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ

ઉમ્મીદ હય કે મિઝાજ બખયૂર હોગા.

મદીના–મુનવ્વરહમેં મુહતરમ સૂફી અબ્દુર્રહમાન સાહબ ઔર હાજી મુહમ્મદ વલી સાહબસે મુલાકાત હુઈ. ઈન હઝરાતને આપકા લિખા હુવા ગુજરાતી તર્જુમા પેશ કિયા. જો મેરી કિતાબ 'વસીયત ઔર મીરાસકે અહકામ'કા તર્જુમા હય. દેખકર બહોત ઝિયાદહ ખૂશી હુઈ ઔર મઝીદ ખૂશી ઈસ્ બાતકી હુઈ કે મવલાના (મુફતી) અહમદ ખાનપુરી સાહબને ઈસ પર નઝરે સાની ભી ફરમાઈ હય. અહકરકી સઆદત હય કે આપ હઝરાતને મેરે રિસાલહકા ગુજરાતી ઝબાનમેં તર્જુમા કિયા ઔર ઈસ ખયૂરકો આગે બઢ્હાનેકા ઝરીયહ બને.

અલ્લાહ તઆલા આપ હઝરાતકો દુન્યા વ આખિરતમેં ઈસકા બેહતરીન સિલહ દે.

ગુજરાતીમ બહોત કામ કરનેકી ઝરૂરત હય. આપ મઝીદ વકત નિકાલેં ઔર મુખ્તલિફ રિસાલોંકા તર્જુમા ફરમાએં. હઝરત થાનવી રહમતુલ્લાહિ અલયહકી તાલીફાતકા તર્જુમા હોના ચાહિયે.

દુઆઓંમેં યાદ રખ્ખેં.

વસ્સલામ. મુહમ્મદ આશિક ઈલાહી

Maktabe Ashraf

# પેશ લફ્ઝ

હઝરત મવલાના મુફતી અહમદ ખાનપુરી સા. (દા. બ.)
સદર મુફતી : જામિઆ ઈસ્લામિય્યહ, ડાભેલ (જિ. વલસાડ)



Maktabe Ashraf

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

શરૂ કરું છું તે અલ્લાહના નામથી જે મહાન દયાળુ અને કૃપાળુ છે.

અલ્લાહ તઆલાએ સમગ્ર માનવજાતિના માર્ગદર્શન અને તેમની દુનિયા તેમ જ આખિરતની સફળતા માટે પોતાના અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માધ્યમથી જે અંતિમ જીવન બંધારણ ઉતાર્યું એનું જ પારિભાષિક નામ ઈસ્લામ છે.

અલ્લાહ તઆલાએ પોતાની પવિત્ર અને અંતિમ કિતાબ કિવાં કુર્આને પાકમાં એલાન કરી દીધું છે કે :

"આજે મેં તમારા માટે તમારા દીનને પરિપૂર્ણ કરી દીધો અને મારી નેઅમત તમારા ઉપર સંપૂર્ણ કરી આપી, અને તમારા માટે ઈસ્લામને દીન રૂપે પસંદ કર્યો."
[સૂરએ માઈદહ]

માનવજાતિને ઈસ્લામના નામથી આપવામાં આવેલું આ જીવન-બંધારણ પરિપૂર્ણ હોવાની સાથે સર્વગ્રાહી પણ છે, એમાં માનવજીવનના તમામ વિભાગોને સાંકળી લઈ તે બાબત સ્પષ્ટ અને વિગતવાર માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

એક મુસલમાન જ્યારે કલિમહ પઢી, પોતાના મુસ્લિમ હોવાની જાહેરાત કરે છે ત્યારે તે એ કલિમહ વડે ઈકરાર કરે છે કે હું મારું સમગ્ર જીવન ખુદાએ

આપેલા અને પોતાના અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર ઉતારેલા એ જીવન બંધારણ મુજબ વિતાવીશ, પરંતુ દુઃખદ હકીકત એ છે કે ઉમ્મતે મુસ્લિમહનો મોટો ભાગ એ ઉપર અમલ કરવામાં ઊણો ઊતરે છે. વર્તમાન યુગમાં મુસ્લિમોનું આ ખરાબ આચરણ જ ઈસ્લામ બાબત ગેરસમજો ઉત્પન્ન કરવાનું મોટું કારણ છે.

માલ કેવી રીતે કમાવો અને કયાં ખર્ચ કરવો, એ બાબત પણ ઈસ્લામે પોતાના અનુયાયીઓને સ્પષ્ટ માર્ગદર્શન આપ્યું છે. જીવનપર્યંત માણસે જે માલ મેળવ્યો, મૃત્યુ પછી એ માલની વિતરણ વ્યવસ્થા પણ બતાવવામાં આવી છે. એનું જ નામ "વસીયત અને મીરાસ" છે. વારસાઈને લગતા વધુ ભાગના આદેશો કુર્આને પાકમાં જ વર્ણવવામાં આવ્યા છે, જેના એક શબ્દનો ઈનકાર કરવાથી માણસ ઈમાનના વર્તુળથી બહાર આવી જાય છે !

પરંતુ માલની મુહબ્બત એવી ખતરનાક વસ્તુ છે કે તેના લઈ માલને લગતાં હકોની અદાયગીમાં ઘણી જ કોતાહીઓ થઈ રહી છે. વળી, અન્ય કવમોના સહવાસને લઈ તેઓના રીત–રિવાજો પણ મુસ્લિમોમાં ઘુસી ગયાં છે. વારસા વહેંચણીને લગતા ઈસ્લામી આદેશોની અવગણનામાં આ બન્નેવ પરિબળો પોતાનો ભાગ ભજવી રહ્યાં છે.

આ બાબત જે શરીઅત વિરુદ્ધ કામો થઈ રહ્યાં છે, અને વિવિધ રીતો અપનાવી વારસા–હકો ઉચાપત કરવામાં આવી રહ્યા છે, એ પ્રતિ ધ્યાન અપાવવા માટે હઝરત મવલાના આશિક ઈલાહી બુલંદશહેરી મુહાજિરે મદની (દા. બ.) (હાલ મદીના મુનવ્વરહ)એ એક પુસ્તિકા "વસિય્યત ઔર મીરાસકે અહકામ"ના નામથી સંપાદન કરી હતી.

હઝરત મવલાનાએ મુહતરમ જનાબ અલહાજ સૂફી અબ્દુર્રહમાન સાહબ (મુંબઈ) સમક્ષ એનો ગુજરાતીમાં અનુવાદ કરાવવાની ઈચ્છા જાહેર કરી. મુહતરમ જનાબ સૂફી સાહેબે મુહતરમ જનાબ અલહાજ અબ્દુલકાદિર સાહબ ફાતીવાલાને ગુજરાતી અનુવાદ માટે બાધ્ય કર્યા. સંપાદકની ઈચ્છા અને જનાબ સૂફી સાહેબની ફરમાઈશને માથે ચઢાવી આ ગુજરાતી અનુવાદ તૈયાર ફરમાવી મુહતરમ જનાબ ફાતીવાલા સાહેબે મને પુનરાવલોકન માટે બાધ્ય કર્યો. અનુવાદ ક્ષેત્રે જે સ્થાન એવણને પ્રાપ્ત છે તે પછી પુનરાવલોકન કે

પરીક્ષણની જરૂરત ન હતી, પરંતુ એમની ઈચ્છાને માન આપી એવું સમજી આ સેવા સ્વીકારી કે એ બહાને સવાબમાં ભાગીદાર બની જાઉં.

સંપૂર્ણ અનુવાદ શરૂથી છેવટ સુધી એક-એક શબ્દ જોયો છે. અલ્લાહ તઆલા સંપાદક અને અનુવાદક બન્નેવ (ઉપરાંત પ્રકાશક અને એમાં હિસ્સો લેનાર તમામ) મહાશયોની આ મહેનતને કબૂલ ફરમાવી ગુર્જર-મુસ્લિમોને એનાથી ફાયદો ઉઠાવી, અમલ અને આચરણની તવફીક અર્પે. (આમીન)

૧૬-૩-૧૪૧૬ હિજરી — લિ. અહમદ ખાનપુરી

૧૫-૮-૧૯૯૫ ઈસ્વી — ઉફિય અન્હુ



Maktabe Ashraf

# પ્રસ્તાવના

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આ'લમીન વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ મુરસલીન અલ્લઝી જાઅ બિલહક્કિલ મુબીન. વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન. વ મિન તબઅહુમ બિલ ઈહ્સાનિ ઈલા યવ્મિદ્દીન.**

**અમ્મા બા'દ !**

અલ્લાહ જલ્લ શાનુહૂએ માનવજાતને પયદા ફરમાવી, તેમની જરૂરતો અને હાજતો પયદા ફરમાવી. પછી તે હાજતોને પૂરી કરવાની વ્યવસ્થા કરી.

જો કે સામાન્ય રીતે હાજતો માલ વડે પૂરી થાય છે, એટલે સ્વાભાવિક રીતે માનવની પ્રકૃતિમાં માલની મુહબ્બત જોવામાં આવે છે. ઈસ્લામી શરીઅતે હાજતો પૂરી કરવા માટે માલ કમાવાની ન માત્ર પરવાનગી આપી, બલકે માલ કમાવાનું પ્રોત્સાહન પણ આપ્યું છે. માલ કમાવાના અહકામ બતાવ્યા અને હલાલ તથા હરામની વિગતો પણ બયાન ફરમાવી અને માલ ખર્ચ કરવાની યોગ્ય રીતો પણ બતાવી તેમજ ખયર અને ભલાઈના કામોમાં ખર્ચ કરવાના ફઝાઈલ પણ બતાવ્યા.

વળી, મોત અને હયાતનો ક્રમ ચાલુ છે એટલે જિંદગીમાં જે માલ કમાયા કે કોઈ પણ ઝરીયાથી માલિક બન્યા તેનું મોત પછી શું થશે ? એ સવાલને હલ કરવા માટે વસીયત અને વારસાના અહકામ સ્પષ્ટ રીતે ઈરશાદ ફરમાવ્યા. જેમાંથી ઘણાં અહકામ કુર્આને મજીદમાં અને ઘણાં અહકામ અહાદીસે શરીફહમાં મૌજૂદ છે. હઝરાતે ફુકહાએ કિરામ રહિમહુમુલ્લાહુ તઆલાએ એ અહકામને વિગતવાર લખ્યા છે.

તઅજ્જુબ છે કે ઘણાં લોકો જેઓ મુસલમાન હોવાના દાવેદાર છે તેઓ માલિયાત સંબંધમાં મોટા ગુનાહોમાં પડેલાં છે ! માલ કમાવામાં હલાલ અને

Maktabe Ashraf

હરામનો ખ્યાલ નથી કરતાં, અને વસીયતના વિષે પણ શરઈ ઈજાઝતથી આગળ વધીને ગુનાહિત કામ કરી જાય છે અને વારસાના સંબંધમાં તો દીનદારીના દાવેદાર પીર, ફકીર, આલિમ, જાહિલ સામાન્ય રીતે નાજાઈઝ કામોમાં સપડાય છે.

મરનાર મરી જાય છે અને તેનો માલ શરઈ ઉસૂલ પ્રમાણે વારસદારોમાં વહેંચવામાં નથી આવતો. યતીમો અને બેવાઓના હિસ્સા બીજા જ લોકો ખાય જાય છે. મરનારની બીવીઓ અને બેટીઓને શરઈ હિસ્સા આપવામાં નથી આવતા. હા, બિદઅતના કામોમાં વારસાના સામૂહિક માલમાંથી ખર્ચ કરતા રહે છે. મહેનતાણું આપીને કુર્આને મજીદ પઢાવવામાં આવે છે જે હરામ છે. તીજીયા, ચાલીસા થઈ રહ્યાં છે, જે બિદઅત છે અને એમાં રિયાકારી–દંભ અને દેખાડો કરવાનો હેતુ હોય છે. યતીમો, બેવાઓનો માલ (જે એ જ વારસામાં શામેલ છે) બિદઅતો અને ખુરાફાત–નકામા કામોમાં ખર્ચ કરતા ચાલ્યા જાય છે, અને શરીઅત પ્રમાણે વારસો વહેંચવાથી બહાના બનાવે છે.

કેટલાંક વિસ્તારોમાં તો અનાજ અને પૈસા લઈને મય્યિતની ચોતરફ ફેરવે છે અને હીલહ કરે છે. પછી એ માલ તે લોકોને વહેંચી દેવામાં આવે છે જેઓને ઈલ્મની તરફ મનસૂબ કરવામાં આવે છે અને આ બધું સામૂહિક (બધાં વારસોના ભેગાં) માલમાંથી થાય છે. હેરત છે તે લોકો પર જેઓ પોતાને અહલે ઈલ્મ (ઈલ્મવાળાઓ)માં ગણાવે છે અને બખ્શાવવાના કોન્ટ્રાકટર બનીને હીલહ કરીને તેના મારફતે યતીમો, બેવાઓનો માલ ખાય જાય છે !

ઘણી જગાએ તો મય્યિતના વલી (વાલી)થી કાયદેસર ભાવતાલ થાય છે. હીલહ કરવાના ઝરીયાથી અનાજ અને રોકડ માલ હડપ કરવા માટે હાજર થનારાઓ મય્યિતના વાલીઓ પર એકસામટી રકમ વાજિબ કરી દે છે. પછી મય્યિતના વાલીઓ દુકાનદારીની જેમ તેને ઘટાડે છે અને જે રકમ પર સંમતિ થઈ જાય છે તે (રકમ) આ વાજિબ કરનારી જમાઅત આપસમાં વહેંચી લે છે.

આ બધું તે જ સામૂહિક માલમાંથી થાય છે જેમાં નાબાલિગ વારિસોનો અને તે વારિસોનો હક હોય છે જેઓ સફરમાં ગયેલા હોય કે કોઈ વિદેશમાં રહેતા હોય. સામાન્ય રીતે એવું બને છે કે જ્યાં બે બીવીઓની અવલાદ હોય,

Maktabe Ashraf

તેમાંથી જે બીવી કે જે બીવીની અવલાદના કબજામાં મરનારાની મિલકત અને માલમાંથી જેટલું હોય તે જ પચાવી પાડે છે. એ બિલકુલ વિચારવામાં નથી આવતું કે મરનારનો આ સામૂહિક માલ છે, શરીઅત પ્રમાણે એની બન્નેવ બીવીઓથી જે અવલાદ છે તે બધાંના હિસ્સા એમાં છે.

મરનારે જે માલ છોડયો હોય, ભલે તે કોઈ પણ બીવી અને કોઈ પણ અવલાદના કબજામાં હોય, શરીઅત પ્રમાણે બધાંમાં વારસાના કાનૂન લાગુ પડે છે. જો વહેંચવામાં ન આવે અને જેના કબજામાં જે માલ છે તે એના હકદારોને ન પહોંચાડવામાં આવે તો જેના પાસે પણ પોતાના હિસ્સા કરતાં વધારે હશે, તે હરામ ખાવાનો ગુનેહગાર થશે. માલની આ મુહબ્બત આખિરતના અઝાબમાં નાખી દેશે.

સૂરએ 'ફજ્ર'માં દુનિયાવાળાઓનો હાલ દર્શાવતા ઈરશાદ ફરમાવ્યો :

'કલ્લા બલ્લા તુકરિમૂનલ યતીમ વ લા તહાદ્દૂન અલા તઆમિલ મિસ્કીન. વ તઅ્કુલૂનત્તુરાસ અક્લલ્ લમ્મા. વ તુહિબ્બુનલ માલ હુબ્બન જમ્મા.'

ભાવાર્થ :

પરંતુ વાત એ છે કે તમે યતીમની ગણના (કદર) કરતા નથી અને મોહતાજને ખવડાવવાની પરસ્પર તાકીદ કરતા નથી અને તમે મીરાસ (વારસા)નો બધો માલ સમેટીને ખાઈ જાઓ છો ! અને ધનની હદ ઉપરાંત માયા રાખો છો.



માલની આ મુહબ્બત જ યતીમનો ઈકરામ (આદર) નથી કરવા દેતી. યતીમ પર ઝુલ્મ પણ થાય છે, તેના વારસાનો હિસ્સો પણ દબાવી લેવામાં આવે છે અને બીજા તરીકાઓથી પણ તેના હકો મારવામાં આવે છે. જેવી રીતે યતીમનો માલ સંકોચ વગર ખાવામાં આવે છે તે રીતે મિસ્કીનોને મહરૂમ રાખવામાં આવે છે અને એટલું જ નહીં કે તેમને ખાવાનું આપતા નથી, બીજાઓને પણ એની તરગીબ (પ્રેરણા અને પ્રોત્સાહન) નથી આપતા.

**"અકલલ્ લમ્મા"ની તફસીરમાં 'રૂહુલ મઆની'ના લેખક લખે છે :**

**"યઅની ઈન્નકુમ તજમઊન ફી અકલિકુમ બયૂન નસીબેકુમ વ નસીબે ગયૂરિકુમ."**

**ભાવાર્થ :**

**તમે તમારા વારસાઈ હિસ્સા સાથે બીજા હકદારોના ભાગનેપણ ભેગો કરી ખાઓ છો.**



વારસાની વહેંચણી બાબતમાં ઉમ્મતે મુસ્લિમહમાં ઘણી વધારે ગફલત જોવામાં આવે છે અને જે ખાનદાન નેક સમજવામાં આવે છે તેમાં પણ વારસો વહેંચવાનો રિવાજ નથી. એટલા માટે હકીમુલ ઉમ્મત થાનવી કુદિસ સિર્રુહુએ એક રિસાલો મુફતી અબ્દુલકરીમ સાહબ ગમતલવી (રહમતુલ્લાહિ અલયહ)થી લખાવ્યો હતો. જેનો મકસદ એ હતો કે વારસા બાબતમાં જે ખરાબ આચરણો અને શરીઅતની વિરુદ્ધ કામો થાય છે તેના વિષે ચેતવવામાં આવે. એ રિસાલાનું નામ 'ગસબુલ મીરાસ' હતું. એ રિસાલો ચાલીસ–પચાસ વરસ પહેલાં અહકરના વાંચવામાં આવ્યો હતો. ઈચ્છા થઈ કે એને ફરી પાછો છપાવવામાં આવે. ત્યારે એની એક જ નકલ (પ્રત) મારી પાસે હતી; પરંતુ જે પ્રકાશકને એ રિસાલો પ્રકાશિત કરવા માટે આપ્યો તેણે ન પ્રકાશિત કર્યો, ન પાછો આપ્યો !

બે–ત્રણ વરસ પહેલાં એક તાલિબે ઈલ્મે કરાંચીથી પયગામ મોકલ્યો કે વારસાના અહકામ વિષે એક કિતાબ લખવામાં આવે અને સર્વ મુસ્લિમોને શરીઅત અનુસાર વારસો વહેંચવાની તલ્કીન કરવામાં આવે અને એ બાબતમાં જે નાજાઈઝ અને શરીઅત વિરુદ્ધના કામો થાય છે તેના માટે ચેતવવામાં આવે. આ વાત દિલને સ્પર્શી ગઈ. અમલ કરવામાં મોડું થયું. આજ–કાલ કંઈક ફુરસદ મળી તો આ કિતાબ સંપાદિત કરવાનો મોકો મળી ગયો. એ લખવા માટે પોતાની તફસીર 'અનવારુલ બયાન' સામે રાખી. એના મઝામીનમાં કંઈક ઘટાડો–વધારો કર્યો અને કંઈક આગળ–પાછળ કર્યું. ઉપરાંત બીજી કિતાબોમાંથી પણ અવતરણો લીધાં. વારસાની સાથે વસીયતના અહકામ પણ લખી દીધાં. અલ્હમ્દુલિલ્લાહિ તઆલા થોડા દિવસમાં કિતાબ તૈયાર થઈ ગઈ.

સમગ્ર કિતાબ ત્રણ પ્રકરણો અને એક સમાપનમાં વિભાજિત કરવામાં આવી છે. પહેલાં પ્રકરણમાં વસીયતના અહકામ અને બીજા પ્રકરણમાં વારસાની અહમિયત (મહત્ત્વ) દર્શાવવામાં આવી છે અને બતાવ્યું છે કે વારિસોના માલ પર કબજો કરવાનો શું વબાલ છે ? ત્રીજા પ્રકરણમાં વારસાના હકદારોના હિસ્સા બતાવ્યા છે અને સમાપનમાં કેટલીક ચેતવણીઓ અને ચીમકીઓ લખી દીધી છે. **ફલ્હમ્દુલિલ્લાહિ તઆલા અલા ઝાલિક.**

વાચકોથી દરખ્વાસ્ત છે કે આ કિતાબને પોતે વાંચે, મજલિસોમાં વાંચી સંભળાવે અને જયારે કોઈ મય્યિત થઈ જાય ત્યારે તેના સંબંધીઓને શરીઅત પ્રમાણે માલની વહેંચણી કરવા માટે તત્પર કરે.

અલ્લાહ જલ્લ શાનુહૂ આપણાં બધાંના ગુનાહો માફ ફરમાવે અને શરીઅત પર ચાલવાના જઝબાત (ભાવના)થી દિલોને સજ્જ કરે.

**વમા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ. વહુવ અલા કુલ્લિ શયૂઈન કદીર વબિલ ઈજાબતિ જદીર.**



Maktabe Ashraf

# વસીયતની જરૂરત અને મહત્વ

ઈન્સાન દુનિયામાં રહે છે એટલે લોકો સાથે વ્યવહાર કરવો પડે છે. કોઈની પાસે લેવું, કોઈને આપવું હુકૂકે વાજિબહ હોય છે. કર્ઝ લીધેલું હોય છે, અમાનતો રાખેલી હોય છે અને મોતની કંઈ ખબર નથી કે કયારે આવી જાય એટલા માટે જરૂરી છે કે વસીયત લખીને હંમેશાં તૈયાર રાખવામાં આવેલી હોય. જેનો જેનો જે કંઈ હક છે કે કર્ઝ (દેવું) છે કે અમાનતો છે કે દીની ફરાઈઝ અને વાજિબાત છે જેની અદાયગી બાકી છે તે બધું કોઈ નોટબુક વગેરેમાં લખી રાખે અને વસીયત તૈયાર રાખે, જેથી જો અચાનક મોત આવી જાય તો વારિસો એ બધું અદા કરે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે કોઈ પણ મુસલમાનની પાસે કોઈ ચીઝ હોય જેની વસીયત કરવી હોય તો તેના માટે આ વાત ઠીક નથી કે બે રાતો વીતી જાય અને તેની વસીયત તેની પાસે લખેલી ન હોય!' ['સહીહ બુખારી' ભાગ–૧, પાનું ૩૮૨]



હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સને વસીયત પર મોત આવ્યું (અર્થાત્ વસીયત કરીને મર્યો) તે સહીહ રસ્તા પર અને સુન્નત પર મર્યો અને તકવા તથા શહાદત પર મર્યો, અને બખ્શાયેલો હોવાની હાલતમાં મર્યો.' ['સુનને ઈબ્ને માજહ' પાનું ૧૯૪]

Maktabe Ashraf

# વારિસોના માટે માલ છોડવું પણ સવાબ છે

વારિસોના માટે માલ છોડીને જવું પણ સવાબ છે.

હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)એ બયાન ફરમાવ્યું કે,

હું ફત્હે મક્કાના વરસે એવો બીમાર થયો કે એવું મેહસૂસ થવા લાગ્યું કે અત્યારે મોત આવનારું છે ! રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારી ઈયાદત (બીમારપુરસી)ના માટે તશરીફ લાવ્યા.

મેં અરજ કરી,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

મારી પાસે ઘણો માલ છે અને (વારસાના ફરાઈઝ પ્રમાણે) માત્ર મારી બેટીને વારસાનો હિસ્સો મળે છે તો શું હું મારા બધાં માલની વસીયત કરી દઉં ?'

આપે ફરમાવ્યું,

'ના !'

મેં અરજ કરી,

'બે તૃતિયાંશ માલની વસીયત કરી દઉં ?'

ફરમાવ્યું,

'ના !'

મેં અરજ કરી,

'અરધા માલની વસીયત કરી દઉં ?'

આપે ફરમાવ્યું,

Maktabe Ashraf

'ના !'

મેં અરજ કરી,

'ત્રીજા ભાગના માલની વસીયત કરી દઉં ?'

આપે ફરમાવ્યું,

'હા, ત્રીજા ભાગના માલની વસીયત કરી શકો છો, અને ત્રીજો ભાગ (પણ) ઘણો છે ! બેશક, જો તમે પોતાના વારિસોને (જેમને અસબા હોવાના કારણે વારસો મળે છે) માલદાર હોવાની હાલતમાં છોડો તો તે એનાથી બેહતર છે કે તમે તેમને તંગદસ્તીની હાલતમાં છોડો, કે જેઓ લોકોની સામે હાથ ફેલાવ્યા કરે, અને એમાં શક નથી કે તમે જે કંઈ પણ ખર્ચ કરશો જેનાથી અલ્લાહને રાઝી કરવાનો હેતુ હોય, તમને જરૂર તેનો સવાબ મળશે. અહીં સુધી કે એક લુકમો (કોળિયો) ઉઠાવીને પોતાની બીવીના મોઢામાં આપી દેશો તો તેનો પણ સવાબ મળશે.' ['સહીહ બુખારી' ભાગ ૧, પાનું ૩૮૩]



## વસીયત માત્ર ત્રીજા ભાગના માલમાં લાગુ પડે છે

વસીયતનો ઉસૂલ એ છે કે તે માત્ર ત્રીજા ભાગના માલમાં લાગુ થઈ શકે છે. બેહતર એ છે કે મરનાર ત્રીજા ભાગ કરતાં ઓછાં માલની વસીયત કરે અને વધારેમાં વધારે ત્રીજા ભાગના માલ સુધી વસીયત કરવાની ગુંજાઈશ છે. જેટલી [illegible] વસીયત કરેલી હશે તે કફન–દફન અને કર્ઝની અદાયગી બાદ જે માલ બચે તેના ત્રીજા ભાગમાં લાગુ પડશે.

જો ત્રીજા ભાગના કરતાં વધારે માલની વસીયત હોય તો તે પણ બાલિગ વારિસોની ઈજાઝતથી મરનારના મોત પછી લાગુ થઈ શકે છે. તેની જિંદગીમાં જો કોઈ વારિસ ઈજાઝત આપી દે, તો તે મોઅતબર નથી. જો વારિસોએ તેની જિંદગીમાં ત્રીજા ભાગના કરતાં વધારે માલની વસીયતની ઈજાઝત આપી દીધી હતી તો તેના મોત પછી રદ કરી શકે છે અને વસીયત કરનાર જે કંઈ વસીયત કરી દે તે પણ પોતાની જિંદગીમાં રદ કરી શકે છે.

## વસીયત લાગુ કરતાં પહેલાં કર્ઝ અદા કરવામાં આવશે

વસીયત પ્રમાણે ખર્ચ કરવાનો સંબંધ વારિસો સાથે થઈ જાય છે. તેઓ પ્રામાણિકતાથી ખર્ચ કરે કે ન કરે તેવો સંભવ રહે છે. એટલા માટે જે કંઈ ફી સબીલિલ્લાહ ખર્ચ કરવા ચાહે તે (પોતાની) જિંદગીમાં ખર્ચ કરી દે. અલબત્ત, એવું ન થાય કે ઘરવાળા જરૂરતમંદ હોય, તેમની જરૂરી હાજતો અટકેલી રહે અને એ બહાર ખર્ચ કરતો રહે અને એવું પણ ન થાય કે લોકોના કર્ઝાઓ ચઢતા હોય અને સખાવતના જોશમાં સવાબના કામોમાં ખર્ચ કરતો રહે અને કર્ઝાઓની અદાયગી રોકાયેલી રહે. જો જિંદગીમાં નેક કામોમાં ખર્ચ ન કરી શકયો અને મોતથી પહેલાં વસીયત કરી દીધી કે ફલાણી ફલાણી જગાએ આટલો માલ ખર્ચ કરી દેવામાં આવે અને કર્ઝ એટલું છે કે જેટલો માલ છે તે બધો તેની અદાયગીમાં પૂરો થઈ જાય છે તો ન વસીયત લાગુ થશે, ન વારસામાં કોઈને કંઈ મળશે.

હઝરત અલી (રદિ.)એ ઈરશાદ ફરમાવ્યો કે,

'તમે લોકો આ આયત પઢો છો :

"મિમ્બઅ્દિ વસિય્યતીંય્ યૂસિ બિહા અવદય્ન."

[જે વસીયત કરી હોય તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે) ચુકવ્યા પછી...]

[સૂરએ 'નિસાઅ', આયત : ૧૧]

(જેનાથી જાહેરી રીતે એ જાણવા મળે છે કે વસીયત મુકદમ–અગ્રક્રમે છે.) અને હકીકત એ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વસીયત લાગુ કરવાથી પહેલાં કર્ઝની અદાયગીનો ફેસલો ફરમાવ્યો છે.

['ઈબ્ને માજહ' અને 'તિરમિઝી']



આયતે કરીમહમાં વસીયતનો દેણ (કર્ઝ) કરતાં પહેલો ઝિક્ર–ઉલ્લેખ કર્યો છે (અને વારંવાર એવું જ ફરમાવ્યું છે) તેની હિકમત કેટલાક ઉલમાએ એ જ બતાવી છે કે જે લોકોનું કર્ઝ છે તેઓ તો લડી–ઝઘડીને કુવ્વત અને તાકાતથી વસૂલ કરી લેશે, અને વસીયતને લાગુ કરવું માત્ર વારિસોના રહમ અને કરમ પર છે. ન મસ્જિદ અને મદ્રસાવાળા દાવો લઈને ઊઠશે, ન બીજો શખ્સ જેના માટે વસીયત કરી છે, ઝઘડવાના માટે ઊભો થશે, (બલકે કેટલીક વખતે તેને જાણ પણ નથી હોતી જેના માટે વસીયત કરી છે.) એટલા માટે કુરઆને મજીદમાં તાકીદ તરીકે અને સખત ઈહતિમામ જાહેર ફરમાવવાના માટે વસીયતને ઝિક્ર કરતી વખતે અગ્રતાક્રમ આપ્યો. જો કે તે અમલન દેણ (કર્ઝ) કરતાં પાછળના ક્રમે છે.

## મસ્અલહ

વસીયત કરવામાં પહેલાં ફરાઈઝને મુકદ્દમ (અગ્રિમ) રાખવામાં આવે. દાખલા તરીકે જો વસીયત કરનારાએ ફર્ઝ હજ્જ નથી કરી, અથવા તેના ઝિમ્મે ઝકાત ફર્ઝ થઈ હતી અને તેણે નથી આપી અથવા વાજિબ કફફારા છે, જેની અદાયગી બાકી છે. આ ચીઝોની અદાયગીને વસીયતમાં મુકદમ (અગ્રિમ) રાખે.

જો તેણે ફરાઈઝ અને વાજિબાતની સાથે ગેર ફર્ઝ અને ગેર વાજિબ કામોની વસીયત કરી દીધી તો પણ તે લોકો પર લાઝિમ છે, જેમના કબજામાં તેમનો માલ આવી જાય, કે ફરાઈઝ અને વાજિબાતને મુકદમ કરે (અગ્રતા આપે.) જો કે તેણે વસીયતમાં તેમનો ઉલ્લેખ બાદમાં કર્યો હોય.



# હજ્જે બદલની વસીયત

અગાઉ ઉલ્લેખ થયો એ પ્રમાણે કર્ઝાઓની અદાયગી પછી ત્રીજા ભાગના માલમાં વસીયત લાગુ થઈ શકે છે. (જો કે ફરાઈઝ અને વાજિબાતની અદાયગીની વસીયત હોય). જો હજ્જે બદલની વસીયત કરી હોય તો તેના તરફથી હજ્જે બદલ કરાવવાના માટે કોઈને મોકલી દેવામાં આવે, જો એના માટે ત્રીજા ભાગનો માલ કાફી (પૂરતો) ન હોય અને બાલિગ (પુખ્ત વયના) વારિસો પોતાની પાસેથી જરૂરત પ્રમાણે ત્રીજા ભાગ કરતાં વધારે માલ આપી દે તો બેહતર છે, પરંતુ આ તેમના પર વાજિબ નથી.

### મસ્અલહ

એ હજ્જ મરનારના શહેરથી કોઈ શખ્સને મોકલીને કરાવે જે સવારી પર જઈને તેના તરફથી હજ્જ કરી લે. જો તેની વસીયત પ્રમાણે તેના શહેરથી કોઈને મોકલીને હજ્જ કરાવવા ચાહે, અને તેના માટે વસીયતની રકમ કાફી (પૂરતી) નથી, અને વારિસો પોતાની પાસેથી પણ નથી આપતા, તો જે કોઈ શહેરથી પણ આદમી મોકલીને હજ્જ કરાવી શકાતી હોય ત્યાંથી કોઈને મોકલી દેવામાં આવે, અને વસીયતની રકમ તેના પર ખર્ચ કરી દેવામાં આવે.

### મસ્અલહ

જે કોઈની માલિકીમાં એટલો માલ હોય જેના મારફતે ખાવા–પીવાના ખર્ચની સાથે સવારી પર મક્કા–મુઅઝ્ઝમહ જઈને આવી શકે, અને જે લોકોનો તેના પર નાન–નફકહ (ખોરાક–પોષાક) વાજિબ છે, પાછાં આવતાં સુધી તેની વ્યવસ્થા કરી શકે, તો તેના પર હજ્જ કરવું ફર્ઝ થઈ જાય છે. મોતનો કોઈ ભરોસો નથી. હદીસ શરીફમાં હજ્જ ફર્ઝ થયા પછી ઉતાવળ કરવાનો હુકમ ફરમાવ્યો છે.

"મન અરાદલ હજ્જ ફલ યુઅજ્જિલ"

[જે કોઈ હજ્જનો ઈરાદો કરે તેને જોઈએ કે જલદી કરે.]

['અબૂ દાઉદ']



આજકાલ લોકોએ હજ્જના ઘણાં બધાં ખર્ચાઓ પોતાના ઝિમ્મે લગાવી લીધાં છે. સામાન ખરીદીને લાવે છે અને અઝીઝો (સ્નેહીઓ)ને કીમતી ભેટો આપે છે. એ બધાંને તેમણે હજ્જના ખર્ચામાં ગણી રાખ્યા છે. ઘણાં લોકો મરણ પામે છે અને એટલા માટે હજ્જ નથી કરી શકતા કે તેમની પાસે રિવાજી ખર્ચ નથી હોતો. અથવા ખર્ચ તો હોય છે, પરંતુ છોકરીઓની રિવાજી શાદીઓ અને અન્ય દુનિયવી ઈન્તિઝામાતના કારણે હજ્જ કરવામાં મોડું કરે છે. તેમાં કેટલાંક લોકો એવા વખતે હજ્જ કરે છે, જ્યારે વૃદ્ધ અને ખખડધજ થઈ જાય છે, હજ્જના અહકામ અદા કરવાથી બુઢાપા અને કમજોરીના કારણે કાસિર રહે છે. અને કેટલાક લોકો ઘરબારના ઈન્તિઝામાતના ઈન્તિઝારમાં મરી જાય છે અને હજ્જથી રહી જાય છે.

એક હદીસમાં ઈરશાદ છે કે,

'જેને કોઈ મજબૂરીએ કે કોઈ ઝાલિમ બાદશાહે કે (હજ્જથી) અટકાવનારી કોઈ બીમારીએ હજ્જથી ન રોકયો અને મરી ગયો અને હજ્જ ન કરી તો તેને જોઈએ કે યહૂદી હોવાની હાલતમાં મરી જાય કે નસરાની હોવાની હાલતમાં મરી જાય !' ['મિશ્કાતુલ મસાબીહ' પા. ૨૨૨, અન દારમી]



મોટા મોટા શેઠ હજ્જ નથી કરતા અને એમ જ મરી જાય છે ! લાખો રૂપિયા છોકરા–છોકરીઓની શાદીઓમાં રિયાકારીના તોર પર ખર્ચ કરે છે, પરંતુ હજ્જના માટે રકમ ખર્ચ કરવાથી તેમનું દિલ દુઃખે છે ! દુનિયાથી દરેક શખ્સ ચાલ્યો જશે અને બધાંનો માલ અહીં જ પડેલો રહી જશે. પોતાની જિંદગીમાં હજ્જ જરૂર કરી લેવામાં આવે. તે હજ્જ ન કરી તો હજ્જે બદલની વસીયત કરી દે જો વસીયત કરી દીધી તો હવે જવાબદારી વારિસો પર આવી ગઈ.

કેટલીક વખતે વારિસ વસીયત છતાં હજ્જે બદલ નથી કરાવતા અને માલ પોતે જ ખાય જાય છે ! એવું કરવું હરામ છે. વફાદારી નો તકાઝો તો એ છે કે, જો મરનાર વસીયત ન કરે તો પણ તેના તરફથી હજ્જ કરાવી દે, એ જ વારિસોના માટે તો મરનારાએ માલ જમા કર્યો હતો અને એઓના જ માટે માલ છોડવાની નિય્યતથી તો હજ્જથી મહરૂમ રહ્યો.

Maktabe Ashraf

અહકર જે ઝમાનામાં કલકત્તામાં રહેતો હતો, ત્યારે એક હાફિઝ સાહેબે એક બનાવ સંભળાવ્યો હતો. તે આ પ્રમાણે છે :–

એક મરી ગયેલા શખ્સના વારસ તેમની પાસે આવ્યા. તેમણે કહ્યું કે,

અમે અમારા વાલિદને દફન કર્યા હતા. પહેલા દિવસે રાતે ગીદળ આવ્યા અને તેમની કબરની થોડી માટી ખસેડીને ચાલ્યા ગયા. બીજી રાતે આવ્યા તો બધી જ માટી ખોદીને ફેંકી દીધી જેનાથી લાશ નઝર આવવા લાગી. પછી ત્રીજી રાતે આવ્યા તો મય્યિતની ગર્દન કાપીને બહાર ફેંકીને ચાલ્યા ગયા.

હાફિઝ સાહેબ મવસૂફે પૂછયું કે,

'તમારા વાલિદ આ'માલના એતિબારથી કેવા હતા ?'

તેમણે કહ્યું,

'તેઓ તો નેક આદમી હતા નમાઝી હતા.'

હાફિઝ સાહેબે પૂછયું કે,

'તેમના પર હજ્જ ફર્ઝ હતી કે નહીં ? અને હજ્જ ફર્ઝ હોવા છતાં હજ્જ કરી હતી કે નહીં ?'

કહેવા લાગ્યા કે,

'હા, હજ્જ તો ફર્ઝ હતી, પરંતુ તેમણે અદા કરી ન હતી.'

હાફિઝ સાહેબે ફરમાવ્યું કે,

'તેમની સાથે કબરમાં જે બનાવ બન્યો એનું કારણ એ જ જણાય છે. એટલા માટે હવે તમે લોકો તેમના છોડેલા માલમાંથી કોઈને મોકલીને તેમના તરફથી હજ્જ કરાવી દો.'

આ સાંભળીને તેઓ આમ કહીને ચાલ્યા ગયા કે,

'સારું, અમે મશ્વેરો કરીશું.'

ઘરમાં મા–દીકરાઓએ મશ્વેરો કર્યો તો કોઈ પણ હજ્જે બદલના માટે પોતાના હિસ્સામાંથી પૈસા આપવા રાઝી ન થયું, બલકે ઊલટા મરનારાને બેવકૂફ બનાવવા લાગ્યા ! અને કહેવા લાગ્યા કે,

Maktabe Ashraf

'હજ્જ તેમના પર ફર્ઝ હતી અને માલ પણ પાસે હતો. તેણે પોતાની ફર્ઝ પોતે જ અદા કરવી હતી. અમે અમારા માલમાંથી શા માટે આપીએ ?'

જોયું ! આ તે જ વારિસ છે જેમના માટે માલ કમાયો અને જમા કરીને છોડયો ! આ જ દુનિયામાં નફસા–નફસીનો નઝારો સામે આવી ગયો ! માલની મુહબ્બત આખિરતને તબાહ કરનારી છે.

હજ્જ છોડવાની વઈદ જે ઉપર આવી ગઈ તેને જુઓ અને માલની મુહબ્બતમાં હજ્જ છોડનારાની કંજૂસી પર નઝર નાંખો. સ્પષ્ટ રીતે માલૂમ થઈ જશે કે લોકોને આખિરતની ફિકર નથી. ત્યાંની નેઅમતોથી માલામાલ થવાના બદલે ફરાઈઝ છોડીને (જે માલના સંબંધમાં છે) દોઝખમાં જવા માટે તૈયાર છે. અલ્લાહ તઆલા સહીહ સમજ આપે !

## ગુનાહની વસીયત કરવું ગુનાહ છે

કોઈપણ ગુનાહની વસીયત કરવું હલાલ નથી. જો કોઈ શખ્સ ગુનાહોમાં માલ ખર્ચ કરવાની વસીયત કરી દે તો તે લાગુ ન થશે. શિર્ક અને બિદઅતના કામોના માટે કોઈ શખ્સ વસીયત કરી દે તો તે પણ લાગુ ન થશે. એના સંબંધીઓ અને વારિસો પર લાઝિમ છે કે તેની આ પ્રકારની વસીયતને લાગુ ન કરે.

ઘણાં લોકો પોતાની કેટલીક અવલાદને આક (બહિષ્કૃત) કરી દે છે અને હાકિમ (સરકારી અધિકારી)ને ત્યાં એવું લખાવી દે છે કે, તેને મારા વારસામાંથી કંઈ પણ આપવામાં ન આવે. એવું કરવું હરામ છે. જો કોઈ શખ્સ એવું લખી પણ દે તો પણ કોઈ અવલાદ શરઈ હિસ્સાથી મહરૂમ ન થશે અને શરઈ હિસ્સો તેને આપવો જ પડશે. વારસાની વહેંચણી લાભ પહોંચાડવા કે ખિદમત વધારે કરવાની બુનિયાદ પર નથી, બલકે અવલાદ હોવાની બુનિયાદ પર છે, જેથી કોઈ પણ છોકરા–છોકરીને વારસાથી મહરૂમ કરવું અથવા એવી વસીયત કરવું કે એને વારસો ન મળે, શરઈ રીતે હરામ છે.

કેટલાંક લોકો છોકરીઓને વારસાથી મહરૂમ કરવા માટે જિંદગીમાં જ છોકરાઓના નામે અથવા કોઈ એક છોકરાના નામે જાયદાદ (માલ–મિલકત) કરી દે છે, જેથી બીજી અવલાદ મહરૂમ થઈ જાય. બીજી પણ જાત–જાતની ગેર શરઈ વસીયતો કરી જાય છે, જેનાથી ગુનેહગાર થાય છે. વારિસને વારસાથી મહરૂમ કરવાના માટે કોઈને માલ બખ્શિશ કરવું જાઈઝ નથી.......

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'મર્દ અને ઓરત સાઠ વરસ સુધી અલ્લાહની ફરમાંબરદારીમાં લાગેલા રહે, પછી તેમને મોત હાજર થઈ જાય અને વસીયત કરવામાં કોઈને નુકસાન પહોંચાડવાનો પહેલુ ઈખ્તિયાર કરી લે તો તેમના માટે દોઝખ વાજિબ થઈ જાય છે.'

(ઉપરોક્ત) હદીસ બયાન ફરમાવીને હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ 'સૂરએ નિસાઅ'ની (આ આયત નં. ૧૧–૧૨–૧૩) તિલાવત ફરમાવી :

"મિમ્બઅ્દિ વસિય્યતિંય્ યૂસિ બિહા અવદય્નિ.......વ ઝાલિકલ ફવઝુલ અઝીમ." સુધી (મિશકાત ભા. ૧ પેજ, ૨૬૫)

**ભાવાર્થ :**

**(આયત નં. ૧૧)**

જે વસીયત કરી હોય, તે બાદ કર્યા પછી અથવા દેણ (દેવું) (હોય તો તે) ચૂકવ્યા પછી તેની માને છઠ્ઠો ભાગ મળશે (અને બાકીનું બાપને મળશે.) તમારા બાપ (દાદા) અને દીકરા (પૌત્રા) તેઓમાંથી તમને લાભ પહોંચાડવામાં કોણ વધુ નજીક છે, તેની તમને ખબર નથી; આ હિસ્સા અલ્લાહ તઆલા તરફથી નિર્માણ થયેલાં છે. બેશક, અલ્લાહ જાણનાર (અને) હિકમતવાળો છે.



Maktabe Ashraf

(આયત નં. ૧૨)

અને જો તમારી ઓરતોને કંઈ અવલાદ ન હોય તો તેણીઓ જે કંઈ મૂકી જાય તેમાંથી તમારું અરધું છે, પણ જો તેણીઓને અવલાદ હોય તો જે કંઈ મૂકી ગઈ હોય તેમાંથી જે વસીયત કરી હોય તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે) ચૂકવ્યા પછી તમારો ચોથો ભાગ છે, અને જો તમારે અવલાદ ન હોય તો તમે જે કંઈ મૂકી જાવ તેમાંથી (તમારી) ઓરતોનો ચોથો ભાગ છે, પણ જો તમારે અવલાદ હોય તો તમે જેટલું મૂકયું તેમાંથી જે વસીયત કરી છે તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે) ચૂકવ્યા પછી તેણીઓનો આઠમો ભાગ છે અને જે પુરુષની મીરાસ (વારસો) છે તે જો બાપ કે દીકરા વિનાનો હતો અથવા એવી જ (બાપ કે દીકરા વિનાની) કોઈ સ્ત્રી હતી, પણ તેને એક ભાઈ અથવા એક બહેન (મા જણી) હોય તો બંનેમાંથી દરેકને છઠ્ઠો ભાગ મળશે, પણ જો એથી વધુ હોય તો જે વસીયત કરવામાં આવી હોય તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે ચૂકવ્યા પછી) ત્રીજા ભાગમાં સૌ ભાગિયા છે, એ શરતે કે (વસિયત કરનાર) બીજાઓનું નુકસાન ન કરે. આ હુકમ અલ્લાહનો છે, અને અલ્લાહ સઘળું જાણનાર (અને) સહનશીલ છે.



(આયત નં. ૧૩)

આ (બધા હુકમો) અલ્લાહના નિર્માણ કરેલા કાનૂનો છે, અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનું સંપૂર્ણ ફરમાન ઉઠાવશે અલ્લાહ તેને એવી જન્નતમાં દાખલ કરશે જેના (મહેલો) તળે નહેરો વહેતી હશે, તેઓ તેમાં સદા રહેશે અને એ જ મહાન સફળતા છે.



હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે,

'જેણે પોતાના વારિસના વારસામાંથી કોઈ હિસ્સો કાપી નાખ્યો, અલ્લાહ તઆલા જન્નતથી તેનો વારસો કાપી નાખશે.' ['સુનને ઈબ્ને માજહ' પા. ૧૯૪]

## મસ્અલહ

જો કોઈ નાબાલિગ છોકરો કે છોકરી વસીયત કરી દે તો તેનો કોઈ એ'તિબાર નથી. તેનો બધો સામાન શરીઅતના ઉસૂલ પ્રમાણે કોઈને વલી બનાવી અમાનત મૂકી દે અને બચ્ચાંઓની જરૂરતો પર ખર્ચ કરે અને બાકી રહે તે અમાનત રાખે.

## મસ્અલહ

જે શખ્સ મરનારના તર્કહ (વારસા)માંથી પોતાના વારસાનો હિસ્સો મેળવનાર હોય, તેના માટે વસીયત કરવું જાઈઝ નથી. હા, જો બીજા વારિસો ઈજાઝત આપી દે તો જાઈઝ છે, પરંતુ નાબાલિગ વારિસની ઈજાઝતનો કોઈ એ'તિબાર નથી. જો તે ઈજાઝત આપી દે તો પણ તેના હિસ્સામાંથી કંઈ ઓછું કરવું જાઈઝ નથી.

"અન અબી ઉમામતિન રદિયલ્લાહુ તઆલા અન્હુ કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ :

"લા વસીયત લિવારિસ."

વ યરવી ઈબ્નુ અબ્બાસિન (રદિ.) મરફૂઅન :

"લા વસીયત લિ વારિસિન ઈલ્લા અંય્ યશાઅ અલ વરસતુ."

ભાવાર્થ :

અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે, ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે : "વારિસ માટે વસીયત નથી."

ઈબ્ને અબ્બાસ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મરફૂઅન રિવાયત કરે છે કે :

"વારિસ માટે વસીયત નથી, પરંતુ બીજા વારિસોની પરવાનગીથી."
['મિશ્કાતુલ મસાબીહ, પા. ૨૬૫, હદીસ ઈબ્ને અબ્બાસ મુન્કતિઅ]

Maktabe Ashraf

## મસ્અલહ

ગયર વારિસોના માટે વસીયત કરવું જાઈઝ તો છે, પરંતુ તેમાં બદનિય્યતી જાઈઝ નથી. કેટલાક લોકો એવું સમજીને કે મરવા પછી છોકરાઓ બરાબર બરાબર (સરખા ભાગે) માલ વહેંચી લેશે અને ચાહે છે કે એક છોકરાને વધારે માલ મળે તો તેના કોઈ પુત્ર (અર્થાત્ પોતાના પૌત્ર)ના માટે વસીયત કરી દે છે, જેથી પૌત્રના બહાનાથી તેના બાપને માલ વધારે મળે. આ બદનિય્યતી છે અને શરીઅત પ્રમાણે જે હિસ્સો મળે છે તેમાં કમી કરવા સમાન છે, આ પ્રમાણે કોઈ વારિસને વારસાથી મહ્રૂમ કરવાના માટે કોઈને માલ બખ્શિશ કરી દેવું જાઈઝ નથી.

## વસીયતને બદલવાનો ગુનાહ

જ્યારે વસીયત કરનાર વસીયત કરીને વફાત પામે તો તેના વારિસો જેમને તેણે વસી કે મુખ્તાર બનાવ્યા હોય, એ જ પ્રમાણે હુક્કામ (અધિકારીઓ) અને કાઝી, એ લોકો પર જરૂરી છે કે મરનારે જે વસીયત કરી તેના પ્રમાણે શરઈ ઉસૂલ મુજબ લાગુ કરી દે.

વસીયત કરનાર તો દુનિયાથી ચાલ્યો ગયો, તેના અધિકારો ખત્મ થઈ ગયા. હવે માલ બીજાઓના કબજામાં છે. તે લોકો પર લાઝિમ છે કે વસીયતને સહીહ તરીકા પર લાગુ કરે. જેને જેટલું આપવાનું છે, તેને આપવામાં સંકોચ ન કરે.

ફકીરો અને મિસ્કીનોના માટે વસીયત કરી છે, તેમને ખબર પણ નથી કે અમારા માટે કોઈ વસીયત કરવામા આવી છે.

અને કેટલાંક સગાંઓ જેઓ દૂર રહે છે તેમના માટે વસીયત કરી એને તેમને એની જાણ નથી એ લોકો જાતે માંગણી કરશે નહિ.

હવે જેના કબજામાં માલ છે તેઓ આપે કે ન આપે, ઓછું આપે કે વધારે આપે, વસીયતને છુપાવે કે જાહેર કરે, એ બધું તેમના ઈખ્તિયારમાં છે. હવે વસીયત લાગુ કરવા અને માલ વહેંચવાની જવાબદારી તેમના પર જ છે. એ લોકો આખિરતને સામે રાખીને બધું કામ કરે. વસીયતને અદલ બદલ ન કરે. જો વસીયતમાં ફેરફાર કરશે તો ગુનેહગાર થશે અને આખિરતમાં પૂછપરછ થશે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

"ફમમ્ બદ્દલહૂ બઅ્દમા સમિઅહૂ ફઈન્નમા ઈસ્મુહૂ અલલ્લઝીન યુબદ્દિલૂનહૂ"

ભાવાર્થ :

તો જે કોઈ વસીયતને સાંભળવા પછી તેને બદલી નાખે (જેથી કોઈનો હક માર્યો જાય) તો તેનો ગુનોહ તેઓને જ થશે જેઓ તેને બદલી નાખશે.

['સૂરએ બકરહ' : આયત–૧૮૧]



અલ્લામા અબૂબકર જસ્સાઅ (રહ.) 'અહકામુલ કુર્આન'માં લખે છે કે,

'આ આયતથી જાણવા મળ્યું કે, જો કોઈ શખ્સ વસીયત કરીને મરી જાય (અને અદાયગીને માટે માલ પણ છોડયો હોય) તો તેની આખિરતની જવાબદારી ખત્મ થઈ ગઈ, હવે જવાબદારી વારિસો પર આવી ગઈ. જો તેમણે અદાયગી ન કરી તો તે લોકો ગુનેહગાર થશે. તેને અદા ન કરવું વસીયતમાં ફેરફારનો એક પ્રકાર છે.'

વળી અલ્લામા જસ્સાસ લખે છે કે,

'જે કોઈના પર ઝકાત ફર્ઝ થઈ અને તેની અદાયગીના વગર મરી ગયો, તો તે ગુનેહગાર થશે, અને ઝકાત રોકનારના હુકમમાં દાખલ થશે. જો તેણે ઝકાત અદા કરવા માટે વસીયત કરી દીધી અને વારિસોએ વસીયત લાગુ ન કરી તો તે (મરનાર) ગુનાહથી મુકત થઈ ગયો, અને હવે વસીયત બદલનારા ગુનેહગાર થશે.'

અલ્લામા જસ્સાસે એ પણ લખ્યું છે કે,

'જો વસીયતમાં ઝુલ્મ કરવામાં આવ્યો હોય (દાખલા તરીકે સંપૂર્ણ માલની વસીયત કરી દીધી અથવા વારિસોની ઈજાઝત વગર ત્રીજા ભાગના માલ કરતાં વધારેની વસીયત કરી દીધી) તો તેને (વસીયતને) બદલી દેવું વાજિબ છે.

જ્યારે કોઈ શખ્સ એવી બીમારીમાં સપડાયો જેમાં તે મરવાનો છે તો તેની મિલ્કીયતમાં જેટલો માલ છે, હવે તેનો પોતાનો હિસ્સો માત્ર ત્રીજા ભાગમાં રહી ગયો. પોતાની દવાદારૂમાં તો ખર્ચ કરવા પર કોઈ પાબંદી (બંધન) નથી, પરંતુ એને બહાનું બનાવીને બેતહાશા ગમે તેમ આડેધડ તરીકાથી ખર્ચ ન કરે. જે લોકો બીમારપુર્સીના માટે આવે, જો તેમાં કોઈ શખ્સ એવો હોય, જેની ખિદમતની મરીઝને જરૂરત છે, તો તેને ખવરાવવા, પીવરાવવા પર ખર્ચ કરવામાં એવી પાબંદી નથી કે ત્રીજા ભાગના માલમાંથી હોય. અલબત્ત જે લોકો એમ જ મિઝાજપુર્સીના માટે અથવા મળવાના માટે આવતા–જતા હોય, તેમના પર માત્ર ત્રીજા ભાગના માલમાંથી જ ખર્ચ કરી શકાય છે.

Maktabe Ashraf

## મસ્અલહ

મરઝુલ મૌતમાં કર્ઝ માફ કરવાનો પણ ઈખ્તિયાર નથી. જો કોઈ વારિસ પર કર્ઝ હતું અને તેને માફ કરી દે તો માફ નહિ થશે, કારણ કે એ વસીયતના હુકમમાં છે, હા, જો બીજા બાલિગ વારિસો ખૂશીથી મંજૂરી આપી દે તો જાઈઝ છે. જો કોઈ ગયર વારિસ પર કર્ઝ હતું તે માફ કરી દીધું તો માત્ર ત્રીજા ભાગના માલમાં માફી મોઅતબર થશે.

## મસ્અલહ

કોઈ ઓરત જો મરઝુલ મૌતમાં હોય તો તેનું પોતાના ખાવિંદ (પતિ)ની મહેર માફ કરવું દુરૂસ્ત નથી.

## નોંધ

જ્યારે કોઈ શખ્સ એવી બીમારીમાં સપડાય જાય જેમાં તેને મોત આવનારું છે તો તેના પોતાના માલમાં તેનો માત્ર ત્રીજો હિસ્સો રહી જાય છે,

અને બે તૃતિયાંશ માલ વારિસોનો થઈ જાય છે. હવે માત્ર ત્રીજા ભાગના માલમાંથી બખ્શિશ પણ કરી શકે છે અને વસીયત પણ કરી શકે છે. ત્રીજા ભાગ કરતાં વધારેમાંથી તસર્રુફ (ઉપયોગ) કરવાનો હક નથી એટલા માટે પોતાની જિંદગીમાં જ જ્યારે તંદુરસ્ત અને સિહતમંદ હોય ત્યારે પોતાની આખિરતના માટે ફિકરમંદ થઈને ખયર (નેકી)ના કામોમાં માલ ખર્ચ કરતો રહે. મદ્રસાઓ, મસ્જિદોના બાંધકામમાં હિસ્સો લે, મદ્રસાઓમાં તફસીર અને હદીસની કિતાબો આપે, કયાંક કૂવા ખોદાવે, મસ્જિદોમાં પાણીની વ્યવસ્થા કરાવી દે, મુસાફિરખાના બનાવી દે, યતીમો, મિસ્કીનો, બેવાઓની મદદ કરે, અને પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કરતાં જો શકય હોય તો અલ્લાહની રઝામાં ખર્ચ કરતો રહે.

ખાસ કરીને પોતાના સગાંઓ પર પણ ખર્ચ કરે, કારણ કે સિલહરહમી છે. અને કોઈ ખયર (ભલાઈ)થી સંકોચ ન કરે. પોતાનું આગળ મોકલાવેલું પોતાના જ કામમાં આવશે. મોતના વખતે જે માલ અલ્લાહની રઝાના માટે ખર્ચ કરવામાં આવે, સવાબ તો તેમાં પણ છે, પરંતુ સિહત અને તંદુરસ્તીમાં જે માલ ખર્ચ કરવામાં આવે તેનો સવાબ વધારે છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'કોઈ શખ્સ પોતાની જિંદગીમાં એક દિર્હમ ખર્ચ કરે તે એના કરતાં બેહતર છે કે મોતના વખતે સો દિર્હમ ખર્ચ કરે.'

['મિશકાતુલ મસાબીહ' : ભાગ ૧ , પાનું ૧૬૫]



અને હઝરત અબૂ દરદાઅ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ મોતના વખતે સદકહ કરે છે અથવા ગુલામ આઝાદ કરે છે તો તેની એવી મિસાલ છે જેમ કોઈ શખ્સ એવા વખતે બખ્શિશ આપે જ્યારે તેનું પેટ ભરેલું હોય. ['મિશકાતુલ મસાબીહ' : જિલ્દ ૧, પાનું ૧૬૫]



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી એક શખ્સે પૂછયું કે,

'સવાબના એ'તિબારથી કયો સદકહ મોટો છે ?'

આપે ફરમાવ્યું કે,

'તે સદકહ વધારે મોટો છે જ્યારે તું એ હાલતમાં સદકહ કરે કે તું તંદુરસ્ત હોય અને નફસમાં કંજૂસી હોય (અર્થાત્ નફસ (મન) ખર્ચ કરવા ચાહતું ન હોય), તું તંગદસ્તીથી ડરતો હોય, અને માલદારીની આરઝૂ લગાવેલ હોય. અને તું સદકહ કરવામાં મોડું ન કર, અહીં સુધી કે જ્યારે રૂહ (જીવ) ગળામાં પહોંચી જાય ત્યારે કહેવા લાગે કે : 'ફલાણાને આટલું આપશો, ફલાણાને આટલું આપશો', જો કે હવે માલ તો ફલાણાનો (વારિસોનો) થઈ જ ગયો.'

['મિશકાતુલ મસાબીહ' : ભાગ ૧, પાનું ૧૬૪]



મતલબ એ છે કે, થોડા સમય પછી દમ નીકળતાં જ હવે તો બીજાંઓનો જ કબજો થઈ જશે. બે તૃતિયાંશ તો વારિસોનો પ્રથમ જ થઈ ચૂકયો છે. મરઝુલ મૌતથી પહેલાં અલ્લાહના માટે ખર્ચ કરત તો પોતાના હાથથી ખર્ચ કરત, અને ત્યારે એક તૃતિયાંશ–બે તૃતિયાંશની કોઈ વાત ન હતી. હવે જો એક તૃતિયાંશમાં વસીયત કરી પણ દીધી તો વારિસોના ઈખ્તિયારમાં છે, વસીયત લાગુ કરે કે ન કરે. એટલે જિંદગીમાં જ પોતાના હાથથી ખર્ચ કરતાં રહે.

પોતાની જિંદગીમાં કોઈ સદકએ જારિયહમાં માલ ખર્ચ કરી દેવો જોઈએ. સદકએ જારિયહ તે છે જેનો સવાબ મોત પછી પણ મળતો રહે.

એ વિષે આં હઝરત સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

મોત પછી મોમિનને તેના આ'માલ અને નેકીઓમાંથી જે પહોંચતું રહે છે તે ઈલ્મ છે જે તેણે શીખવ્યો અને ફેલાવ્યો, તેમજ નેક અવલાદ છે જે તેણે પોતાની પાછળ છોડી, અથવા કુર્આને મજીદ છે જે તેના વારસામાંથી વારિસોને મળી ગયો, તેણે મસ્જિદ બંધાવી કે મુસાફિરખાનું બનાવી દીધું, નહેર જારી કરી દીધી અથવા પોતાના માલમાંથી પોતાની તંદુરસ્તી અને જિંદગીમાં એવો સદકહ કરી દીધો જે મોત પછી તેને લાહિક થઈ રહ્યો છે (અર્થાત્ તેને એ સદકહનો બરાબર સવાબ પહોંચી રહ્યો છે.)

**['રવાહુ ઈબ્નુ માજહ વલ બયહકી ફી શોઅબુલ ઈમાન કમા ફિલ મિશ્કાત' :** પાનું ૩૬]



Maktabe Ashraf

# વારસામાં મરદો અને ઓરતોના હિસ્સા નક્કી છે

સૂરએ 'નિસાઅ'માં ફરમાવ્યું :

'લિર્રિજાલિ નસીબુમ્ મિમ્મા તરકલ વાલિદાનિ વલઅકૂરબૂન વલિન્નિસાઈ નસીબુમ્ મિમ્મા તરકલ વાલિદાનિ વલ અકરબૂન મિમ્મા કલ્લ મિન્હૂ અવ્ કસુર નસીબમ્ મફરૂદા.'

**ભાવાર્થ :**

મા–બાપ અને નજીકનાં સગાં જે કંઈ મૂકી જાય તેમાં પુરુષોનો પણ હિસ્સો છે, તેમ જ મા–બાપ કે નજીકનાં સગાં જે કંઈ મૂકી જાય, પછી તે થોડું હોય કે ઘણું, તેમાંથી સ્ત્રીઓનો પણ હિસ્સો છે; (એટલે) હિસ્સો મુકર્રર થયેલો છે. [આયત : ૭]



આ આયતે શરીફહમાં વારસો જારી કરવાનું મહત્ત્વ બતાવ્યું છે અને ફરમાવ્યું છે કે, અલ્લાહ તઆલાની તરફથી પુરુષો અને સ્ત્રીઓના જે હિસ્સા મુકર્રર છે તેને આપી દેવું ફર્ઝ છે.

પુરુષોનો પણ પોતાના મા–બાપ અને બીજા સગાંઓએ છોડેલાં માલમાં હિસ્સો મુકર્રર છે અને સ્ત્રીઓ માટે પણ મા–બાપ અને બીજા સગાંઓએ છોડેલાં માલ–મિલ્કતમાં હિસ્સો મુકર્રર છે. જાહિલિય્યતના ઝમાનામાં સ્ત્રીઓને મરનારના વારસામાંથી હિસ્સો આપતા ન હતા અને અત્યારે પણ ઘણી કવમોમાં એ જ રિવાજ છે.

પ્રથમ તો લોકો વારસો વહેંચતાં જ નથી, જેના કબજામાં જે કંઈ હોય છે

તેના પર કબજો જમાવીને બેસી રહે છે અને જો હિસ્સો આપવા પણ લાગે તો મરનારની બીવીઓ અને છોકરીઓનો હિસ્સો નથી આપતા. ખાસ કરીને જ્યાં બે બીવીઓની અવલાદ હોય તેમાં જે બીવીની અવલાદનો કાબૂ હોય તે જ બધો માલ દબાવી લે છે. શરઈ રીતે હક આપવાનો જરા ખ્યાલ પણ નથી કરવામાં આવતો.

વારિસોમાં યતીમ બાળકો પણ હોય છે. તેમનો માલ પણ ખાય જાય છે અને વારસાની જે શરઈ વ્યવસ્થા છે, તેના પર અમલ કરાવવા માટે તૈયાર નથી થતાં. નમાઝ પઢવાની હદ સુધી તો મુસલમાન છે, તિલાવત, ઝિક્ર, અઝકાર પણ ઘણાં કરે છે, પરંતુ વારસો જારી કરવો જે શરીઅતનો એક ફરજિયાત હુકમ છે તેના માટે તૈયાર નથી થતાં.

ઉપરની આયતથી જાણવા મળ્યું કે જેવી રીતે મા–બાપનો વારસો મળે છે તેવી જ રીતે બીજાં સગાંઓના માલમાંથી પણ વારસા તરીકે હિસ્સો મળે છે.

## યતીમોના માલ વિષે હિદાયતો

સૂરએ 'નિસાઅ' (આયત :૨) માં ઈરશાદ છે :

'વ આતુલ યતામા અમવાલહુમ વલા તતબદ્દલુલ ખબીસ બિત્તય્યિબિ વલા તઅ્કુલૂ અમ્વાલહુમ ઈલા અમ્વાલિકુમ. ઈન્નહૂ કાન હૂબન કબીરા.'

**ભાવાર્થ :**

અને યતીમ બાળકોને તેમનો માલ (જુવાન થવા પછી) આપી દો અને તમો ખરાબ વસ્તુને સારી વસ્તુ સાથે અદલ બદલ કરો નહિ; અને તેમનો માલ પોતાના માલ સાથે મેળવી ખાઓ નહિ; કારણ કે એ મહાપાપ છે.



ઉપરની આયતમાં યતીમો વિષે ત્રણ હુકમો ઈરશાદ ફરમાવ્યા :

## [૧] યતીમોનો માલ આપી દો :

પ્રથમ એ કે જે યતીમ બાળકો તમારી પરવરિશમાં છે તેમનો માલ જે તેમને વારસામાં મળ્યો છે, અથવા કોઈએ તેમને બખ્શિશ આપ્યો છે, (તેઓ) બાલિગ (પુખ્તવયના) થાય ત્યાં સુધી સુરક્ષિત રાખો (અનેજરૂરત પ્રમાણે તેમના માલમાંથી તેમના પર ખર્ચ કરતા રહો) પછી જયારે તેઓ બાલિગ (પુખ્તવયના) થઈ જાય તો તેમનો માલ તેમને સોંપી દો.

## [૨] યતીમોના માલને પોતાના ખરાબ માલ સાથે અદલ–બદલ ન કરો :

બીજું એ ફરમાવ્યું છે કે, ખરાબ માલને સારા માલ સાથે અદલ–બદલ ન કરો. એનો મતલબ એ છે કે યતીમ બાળકો જેઓ તમારી પરવરિશ અને નિગરાનીમાં છે, જેમનો માલ તમારા કબજામાં છે, તેમના સારા માલને પોતાના હિસ્સામાં અને પોતાનો ઊતરતી કક્ષાનો માલ એના બદલામાં તેમના હિસાબમાં લગાવીને હિસાબ પૂરો ન કરી દો.

પોતાની અવલાદના માટે લોકો યતીમની સાથે એવો વ્યવહાર કરે છે કે સારી જાયદાદ (મિલ્કત) અને સારો માલ જે યતીમોની માલિકીનો હોય તેને પોતાનો બનાવીને (મિલ્કત નોંધણી કચેરીમાં) રજીસ્ટર કરાવી લે છે અને યતીમ બાળકોને ઊતરતી કક્ષાનો માલ આપી દે છે.

કેટલાક તફસીરકર્તાઓએ :

**'લા તતબદ્દલુ ખબીસ બિત્તય્યિબ'**
[તમે ખરાબ વસ્તુને સારી વસ્તુ સાથે અદલ–બદલ કરો નહિ.]

–નો એ અર્થ પણ બતાવ્યો છે કે, પોતાના હલાલ માલને છોડીને યતીમોનો માલ ન ખાઓ, જે ખાવું તમારા માટે હરામ છે, જો એવું કરશો તો તય્યિબ (પવિત્ર)ને છોડીને ખયાનત (અપ્રમાણિકતા) કરીને બીજાનો માલ ખાનારા બની જશો અને એ માલ તમારા માટે હરામ હશે એટલા માટે ખબીસ (ખરાબ) હશે.

Maktabe Ashraf

આ અર્થ પણ લફઝે કુરઆનીથી દૂર નથી. જાહેર છે કે જયારે પોતાનો ઊતરતી કક્ષાનો માલ યતીમના હિસ્સામાં લગાવીને તેમનો સારો માલ લઈ લેવું હરામ છે તો એ તો એનાથી યે વધારે હરામ હશે કે તેમનો માલ બદલવા વગર બિલકુલ ખાય જવામાં આવે.

## [૩] યતીમોના માલને પોતાના માલમાં મેળવીને ન ખાય જાઓ :

ત્રીજો એ ઈરશાદ ફરમાવ્યો કે :

**"વલા તઅ્કુલૂ અમ્વાલહુમ ઈલા અમ્વાલિકુમ."**
[અને તેમનો માલ પોતાના માલ સાથે મેળવી ખાઓ નહિ.]



Maktabe Ashraf

યતીમ બાળકો જે લોકોની પરવરિશમાં હોય છે તેમાંથી જેમનો સ્વભાવ ખયાનત (અપ્રમાણિકતા)વાળો હોય છે, એવા લોકો જુદી જુદી રીતો અને યુકિતઓથી યતીમોનો માલ પોતાના માલમાં મેળવીને ખાય જાય છે. કેટલાક લોકો તો ગફલત અને અસાવધતાના કારણે એવું કરે છે કે ઘરની સામૂહિક જરૂરતોમાં સામૂહિક માલ ખર્ચ કરે છે અને એ નથી જોતાં કે યતીમ બાળક પર તેના પોતાના માલમાંથી કેટલો ખર્ચ થયો.

કેટલાક લોકો જાણી બુઝીને ઈરાદાપૂર્વક એવું કરે છે કે યતીમ બાળકો બાલિગ (પુખ્ત) થાય તે પંહેલાં જ તેમના માલને કોઈ ને કોઈ રીતે પોતાના નામમાં કે પોતાની અવલાદના નામમાં લખાવી દે છે, પછી જયારે તેઓ બાલિગ (પુખ્ત) થઈ જાય છે ત્યારે તેમને પોતાના માલમાંથી થોડું ઘણું મળે છે કે બિલકુલ જ મહરૂમ થઈ જાય છે.

ઉપરાંત 'સૂરએ નિસાઅ'માં ફરમાવ્યું :

**"વબ્તલુલ યતામા હત્તા ઈઝા બલગુન્નિકાહ ફઈન આનસતુમ મિન્હુમ રુશ્દન ફદફઊ ઈલયહિમ અમ્વાલહુમ વલા તઅ્કુલૂહા ઈસરાફંવ વ બિદારન અંય યકબરૂ વ મન કાન ગનિય્યન**

ફલયસ્તઅ્ફિફ્ વ મન કાન ફકીરન ફલ્યઅ્કુલ બિલ્મઅરૂફિ ફઈઝા દફઅ્તુમ ઈલયહિમ અમ્વાલહુમ ફઅશહિદૂ અલયહિમ વ કફા બિલ્લાહિ હસીબા." [આયત : ૬]

**ભાવાર્થ :**

અને યતીમોને નિકાહની વય પહોંચતા સુધી અજમાવતા રહો. ફરી જો તમને તેઓમાં કંઈક અંશે સભ્યતા માલમ પડે તો તેમનો માલ તેમને હવાલે કરો, અને તેમના મોટા થઈ જવાની ચિંતાએ તે માલ ઉડાઉપણે અને ઉતાવળે વાપરીને ખાઈ ન જાઓ, અને જો (વાલી) ગુંજાઈશવાળો હોય તો તેણે યતીમના માલથી બચવું જોઈએ, પણ જો મોહતાજ હોય તો (તેમાંથી) રીતસર ખાવું જોઈએ; પછી જ્યારે તેમની મિલકત તેમને સોંપો તો તે (મિલકત સોંપવા ઉપર) સાક્ષી રાખી લો, અને અલ્લાહ હિસાબ લેનાર બસ છે.



આ આયતમાં પ્રથમ તો આ હુકમ ફરમાવ્યો કે, યતીમોને અજમાવી લો, જ્યારે તેઓ બાલિગ (પુખ્ત) થઈ જાય તો જુઓ તેમનામાં સમજદારી અને હોશમંદી છે કે નહિ ? જો તેમનો માલ તેમને સોંપી દેવામાં આવે તો સાચવીને સભ્યતાથી સારી ચાલચલગત સાથે જિંદગી ગુઝારવાનો ઝરીયો બનાવી શકશે કે નહિ ? નકામા ખર્ચાઓ કરીને માલને બરબાદ તો ન કરી દેશે ? તમે એ મેહસૂસ કરી લો કે માલને બરબાદ નહિ કરશે, ખૂબીથી ખર્ચ કરશે તો તેમનો માલ તેમને સોંપી દો. આ સૂરતમાં બાલિગ થઈ જવા બાદ તેમનો માલ તેમને સોંપવામાં મોડું ન કરો.

બીજો હુકમ એ ફરમાવ્યો કે યતીમોના માલને નકામો ખર્ચ કરીને ખાય નહિ જાઓ અને એ ડરથી ન ઉડાવી દો કે એ મોટો થઈ જશે તો પોતાનો માલ માંગશે અને નિયમ પ્રમાણે તેને આપવો પડશે. આ પ્રમાણે વિચારીને તેના બાલિગ (પુખ્ત) થવા પહેલાં જ પોતાની ઝાત કે પોતાની અવલાદ પર અથવા સગાં–સ્નેહીઓ પર ખર્ચ ન કરી દો.

ત્રીજો હુકમ એ ફરમાવ્યો કે જે વાલીઓ યતીમોના માલોની દેખભાળ કરે છે તેમાં જે લોકો હેસિયતવાળા છે તેઓ તે યતીમોના માલમાંથી નહિ ખાય, અને જે લોકો મોહતાજ અને જરૂરતવાળા હોય તેઓ મુનાસિબ (યોગ્ય) તરીકાથી તેમના માલમાંથી ખાય શકે છે.

મુનાસિબ (યોગ્ય) તરીકાનો અર્થ કેટલાક વિદ્વાનોએ આ લખ્યો છે કે, યતીમનો વાલી જો જરૂરતમંદ હોય તો તેના માલની નિગરાની (દેખરેખ) અને તેને લગતા જરૂરી કામોની મશગૂલિયતના બદલે ઉજરત (મહેનતાણા) તરીકે તેમાંથી ખાય શકે છે; પરંતુ એ ખાવું બિલમઅરૂફ અર્થાત્ મુનાસિબ તરીકા પર હોય. દાખલા તરીકે એક યતીમ છે. તેના બાપે જાયદાદ (માલ–મિલકત) છોડી છે. ઘણી દુકાનો છે, મકાનો છે, ખેતી છે, વાડીઓ છે, તેની દેખભાળ કરવા અને ભાડું ઉઘરાવવા તથા કોર્ટ કચેરીમા જવામાં અને મજૂરો, કિસાનોને શોધવામાં ઘણો સમય વપરાય છે. આ દોડધૂપ, મહેનત અને કોશિશના વળતર તરીકે તે શખ્સ ખાય શકે છે, જે એ કામોમાં લાગેલો હોય અને આ ખાવાનું પણ બિલમઅરૂફ અર્થાત્ મુનાસિબ તરીકા પર હોય. તેમાં યતીમની હમદર્દીનો પૂરેપૂરો લિહાઝ રહે, માલ ઉડાવવાનો તરીકો અપનાવવામાં ન આવે. એના કરતાં વધારે ન લે જેટલું કોઈ બીજા શખ્સને એનું મહેનતાણું આપવાનું યોગ્ય હોય. અને એ પણ જોઈ લે કે હું પોતાના કામ માટે આવત તો કેટલો ખર્ચ થાત? એવું ન કરે કે, યતીમના માલની દેખભાળ કરવાના સંબંધમાં સફરમાં જાય તો મોટી મોટી હોટલોમાં ઊતરીને પુષ્કળ માલ ખર્ચ કરી દે અને પોતાની જરૂરત માટે શહેરમાં જાય તો સામાન્ય ભાડાની જગાએ ઊતરે અને સામાન્ય ખાવાનું ખાયને ગુઝારો કરી લે. ઉસૂલી વાત એ છે કે જે પોતાના માટે પસંદ કરે તે જ યતીમના માટે પસંદ કરે.

ચોથો હુકમ આ છે કે , જ્યારે યતીમોને તેમનો માલ સોંપવા કરો ત્યારે ગવાહ (સાક્ષી) બનાવી લો. એનાથી એ ફાયદો થશે કે બાદમાં તેઓ એ ન કહી શકશે કે અમને માલ નથી મળ્યો. વળી જેટલો માલ આપ્યો હશે તેના પ્રમાણ અને સંખ્યાની જાણ પણ રહેશે. અને કયારેક કોઈ વાત મુખાલફત અને વાંધાની પેશ આવશે તો ગવાહો (સાક્ષી) મારફતે ફેસલો થઈ શકશે.

છેવટે ફરમાવ્યું :

"વ કફા બિલ્લાહિ હસીબા."
[અલ્લાહ તઆલા હિસાબ લેવા માટે કાફી છે.]



આ શબ્દમાં ઘણી જામેઈય્યત (અર્થ સભરતા) છે. કોઈ પણ વલી (વાલી) કે વસા (જેને વસીયત કરવામાં આવી હોય તે) યતીમનાં માલની નિગરાની કરશે અને એના સંબંધમાં ગલત તરીકાઓ અપનાવશે, દાખલા તરીકે :–

– હિસાબ ખોટા લખશે,
– કોઈ હાકિમ (અધિકારી)ને લાંચ આપીને ગલત ફેસલો કરાવી લેશે.
–યતીમ બાલિગ થઈને માલ લીધા પછી (પોતાને) માલ મળ્યાનો ઈન્કાર કરશે,
– અથવા પોતાને જેટલો માલ મળ્યો છે તેના કરતાં ઓછા પ્રમાણમાં મળ્યો હોવાનું જાહેર કરશે.

(ગરઝ જે પક્ષે પણ જુઠાણું, છેતરપિંડી, અપ્રામાણિકતા હોય) તો તે દુનિયાની જાહેરી કાગઝી કારવાઈ મારફતે સંતોષિત ન થઈ જાય, તેની નઝર સમક્ષ રહેવું જોઈએ કે આખિરતનો દિવસ પણ સામે છે, અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂ હિસાબ લેનાર છે, તે બધું જ જાણે છે, ત્યાંના હિસાબમાં સહીહ ઊતરવું જોઈએ.

## યતીમોનો માલ ખાવા પર સખ્ત વઈદો

"ઈન્નલ્લઝીન યઅ્કુલૂન અમ્વાલલ્ યતામા ઝુલ્મન ઈન્નમા યઅ્કુલૂન ફી બુતૂનિહિમ નારા. વ સયસ્લવ્ન સઈરા."

['સૂરએ નિસાઅ્': આયત ૧૦]

**ભાવાર્થ :**

ખરેખર જે લોકો યતીમોનો માલ નાહક ખાઈ જાય છે તેઓ પોતાના પેટમાં (દોઝખની) આગ (ના લાળા) ભરી રહ્યા છે, અને તેઓ ટૂંક સમયમાં ધગધગતી આગમાં દાખલ થશે.



આ આયતમાં બતાવ્યું કે, જે લોકો યતીમોનો માલ ખાય છે, તેઓ એ ન સમજે કે દુનિયા જ સર્વ કંઈ છે, ખાધું–પીધું અહીં જ બરાબર થઈ જશે. સારી રીતે સમજી લે કે આગળ આવનારી ઘાટી ઘણી સખત છે. આખિરતના દિવસે હિસાબ–કિતાબ છે. યતીમોનો માલ ખાય જવો આસાન વાત નથી. અહીં તેઓ કમજોર છે, માસૂમ (નિર્દોષ) બાળકો છે, કંઈ નથી કરી શકતા, પરંતુ બારગાહે ખુદાવંદીમાં જ્યારે હાજર કરવામાં આવશે ત્યારે આ હરામખોરીની સઝા ભોગવવી પડશે.

યતીમનો માલ ખાય રહ્યા છે, જાહેરમાં તો રોટીથી પેટ ભરી રહ્યા છે; પરંતુ હકીકતમાં પોતાના પેટમાં આગના અંગારા ભરી રહ્યા છે, અને પછી કિયામતના દિવસે દોઝખની ધગધગતી આગમાં દાખલ થશે.

જે લોકો વારસાનો માલ વહેંચતા નથી, યતીમોના હક આપતા નથી, અને જે લોકો યતીમખાનાઓ ખોલીને બેઠેલાં હોય છે, યતીમોના નામથી ચંદા કરે છે અને તેમના પર થોડો ખર્ચ કરીને બાકીનો પોતે જ ખાય જાય છે !

આયતના મઝમૂન (વિષય–વસ્તુ) પર વારંવાર ચિંતન–મનન કરે. હકીકત એ છે કે વારસાનો માલ ન વહેંચવાના કારણે ઘરઘર યતીમનો માલ ખાવામાં આવી રહ્યો છે, અને ખાનારાઓને ઝરા પણ એ તરફ ધ્યાન નથી !

## હઝરાતે સહાબા (રદિ.)ની ફિકરમંદીની શાન

તફસીર દુર્રે મન્શૂર માં છે કે :

જ્યારે આયતે કરીમા :

Maktaba Ashraf

[૧] "વલા તકરબૂ માલલ્ યતીમિ ઈલ્લા બિલ્લતી હિય અહસન"

['સૂરએ બની ઈસ્રાઈલ' : આયત ૩૪]

ભાવાર્થ :

અને યતીમના માલની પાસે પણ ન જાઓ, પરંતુ એવી રીતે કે જે (યતીમના માટે) બેહતર હોય.

[૨] "ઈન્નલ્લઝીન યઅ્કુલૂન અમ્વાલલ્ યતામા."

['સૂરએ નિસાઅ' :આયત ૧૦]

ભાવાર્થ :

ખરેખર જે લોકો યતીમોનો માલ નાહક ખાય જાય છે.....



આ બંને આયતે કરીમા નાઝિલ થઈ તો તે સહાબા (રદિ.) જેમના પાસે કોઈ યતીમ હતા તેમણે યતીમનું ખાવા–પીવાનું અલગ કરી દીધું (યતીમના માટે અલગ પકાવતા અને પોતાના માટે અલગ તૈયાર કરતા.) આમ કરવાથી યતીમના ખાવામાંથી કંઈક ખાવાનું બચી જતું હતું, તેને સાચવી રાખતા હતા, પછી બાદમાં તે યતીમ (તે બચેલું ખાવાનું) ખાય લેતો અથવા બગડી જતું હતું. જયારે આ પ્રમાણે થવા લાગ્યું ત્યારે તે હઝરાતે (સહાબા રદિ.)એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં સંપૂર્ણ વિગતો જણાવી.

એના પર અલ્લાહ તઆલા શાનુહૂએ આ આયત નાઝિલ ફરમાવી :

"વ યસ્અલૂનક અનિલ યતામા....(છેવટ સુધી)

ભાવાર્થ :

વળી લોકો આપ (સલ.)ને યતીમ બાળકો (ના ખર્ચ) સંબંધી પૂછે છે. આપ કહો કે જે મામલામાં તેઓની ભલાઈ હોય તે બેહતર છે; અને જો તમે તેઓની સાથે ખર્ચ ભેગો રાખો તો (કંઈ ડર જેવું નથી કારણ કે) તેઓ તમારા (દીની) ભાઈઓ જ છે, અને અલ્લાહ (તેઓના માલ) બગાડનાર (અને) સુધારનારને જાણે છે; અને જો અલ્લાહ ચાહત તો (એ સંબંધી સખત હુકમ આપી) તમને મુશ્કેલીમાં મૂકત; બેશક અલ્લાહ જોરાવર, હિકમતવાળો છે.

Maktabe Ashraf

આ 'સૂરએ બકરહ'ની (આયત નં. ૨૨૦) છે. એનો હેતુ એ છે કે અસલી મકસૂદ તો ઈસ્લાહ છે. યતીમ બાળકોનો માલ આ રીતે તેમના પર ખર્ચ કરો કે તેમનું નુકસાન પણ ન થાય અને કોઈ ખરાબ નિય્યત પણ ન હોય કે તેનો માલ સાથે મેળવીને પકાવવામાં તેના હિસ્સામાંથી પોતાના ઉપર કે પોતાના બાળકો ઉપર ખર્ચ થઈ જવાની નિય્યત હોય. તેમનો માલ પોતાના માલમાં મેળવીને પકાવવામાં મસ્લેહત નઝર સમક્ષ છે કે તેમનો માલ વધારે ખર્ચ ન થાય અને બગડે નહિ તો એમાં કોઈ પકડ નથી અને પૂછપરછની વાત નથી. તેઓ તમારા ભાઈ છે, ભાઈઓની જેમ હળીમળીને ઈસ્લાહ અને ખયરખ્વાહી નઝર સમક્ષ રાખીને ખાઓ અને પીઓ. અલ્લાહ તઆલા શાનુહૂ મુસ્લેહ (જેની નિય્યત ઈસ્લાહની હોય) તેને પણ જાણે છે અને મુફસિદ (જેની નિય્યત બુરી હોય) તેને પણ જાણે છે, જેની નિય્યત ખરાબ હોય, અને ફસાદ તથા બગાડનો ઈરાદો ધરાવતી હોય. એટલે નેક નિય્યતી કે ખયરખ્વાહી લાઝિમ છે.

## મરનારની છોકરીઓને વારસાથી વંચિત કરવું હરામ છે

અને આ વાત ધ્યાનમાં રહે કે છોકરીઓને વારસાથી વંચિત કરી દેવું અને તેમને વારસામાંથી જે હિસ્સો મળે છે તે છોકરાઓએ આપસમાં જ વહેંચી લેવઃ (જેમ કે મોટા ભાગે થાય છે) એ સખ્ત હરામ છે, બેહનો પર ઝુલ્મ છે અને કાનૂને ખુદાવંદીથી બગાવત છે. જો કોઈ જગાએ કાફિરોની હુકૂમત હોય અથવા હુકૂમત મુસલમાનોની હોય, પરંતુ ત્યાંના હુક્કામ (અધિકારીઓ) પોતાના પ્રચલિત કાનૂન પ્રમાણે છોકરાઓમાં જ મરનારાનો વારસો વહેંચે અને છોકરીઓને મહરૂમ (વંચિત) કરી દે તો આ રીતે છોકરાઓ માટે બહેનોનો હિસ્સો લઈ લેવો શરીઅત પ્રમાણે હલાલ ન થશે.

અલ્લાહ તઆલાએ છોકરીઓના હિસ્સાની અહમિયત (મહત્ત્વ) દર્શાવતા ફરમાવ્યું :

**"લિઝ્ઝકરિ મિસ્લુ હઝ્ઝિલ ઉન્સયૂયનિ."**

**['સૂરએ નિસાઅ' આયત : ૧૧]**

[એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]



અર્થાત્ છોકરાઓનો હિસ્સો અલગ રીતે બતાવ્યો જ નહિ, બલકે છોકરીઓનો હિસ્સો બતાવીને (તેના સંદર્ભમાં) છોકરાઓનો હિસ્સો બતાવ્યો.

અવિભાજિત હિન્દુસ્તાનમાં જ્યારે અંગ્રેજોનું રાજ હતું અને તેમના જ કાનૂન ચાલતા હતા તે ઝમાનામાં એક મુસલમાન અંગ્રેજી મેજીસ્ટ્રેટની પાસે પોતાના પિતાના વારસાની વહેંચણી કરાવવા માટે ગયો.

તેણે (મેજીસ્ટ્રેટને) કહ્યું કે,

'આપ અંગ્રેજી કાનૂન પ્રમાણે વહેંચણી કરી આપો.'

મેજીસ્ટ્રેટે કહ્યું,

'હું સરકારી કર્મચારી છું એટલા માટે હું એ જ પ્રમાણે વહેંચણી કરી આપીશ જેવી રીતે આપ કહો છો, પરંતુ મારો સવાલ એ છે કે આપ મુસલમાન હોવા છતાં કુર્આન પ્રમાણે કેમ વહેંચણી નથી કરાવતા ? કુર્આનમાં તો અરધી લીટી કરતાં પણ ઓછામાં છોકરાઓ અને છોકરીઓના બંનેના હિસ્સા બયાન ફરમાવી દીધાં છે !

આપ કુર્આનના શબ્દો :

**"લિઝઝકરિ"** [છોકરાનો હિસ્સો]

તો માનવા માટે તૈયાર છો, પરંતુ :

**"મિસ્લુ હઝ્ઝિલ ઉન્સયયનિ"**

[બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]

એ શબ્દોને માનવા માટે તૈયાર નથી !

આ કુર્આનને માનવાનો કયો તરીકો છે ?"

(અંગ્રેજ મેજીસ્ટ્રેટના આ કટાક્ષ ભરેલાં શબ્દો સાંભળીને) પેલા મુસલમાન સાહેબનું મોં પડી ગયું !

કેટલાક લોકો બહેનોના હિસ્સા આમ કહીને દબાવી લે છે કે,

''તે લેતી જ નથી.'' અથવા

''તેમણે માફ કરી દીધો છે.''

જો ખરેખર સાચા દિલથી માફ કરી દે તો તે માફ થઈ જાય છે, પરંતુ જો તેમણે ઉપરના દિલથી માફ કરી દીધાં તો તેનાથી માફ નહિ થશે.

જો બહેનોને તેમના હિસ્સા પર કબ્જો સોંપી દે (જે શરીઅતનો તકાઝો છે) અથવા ઓછામાં ઓછું બહેનોને બતાવી દે તમારો આટલો આટલો હિસ્સો છે, આટલા આટલા હઝાર રૂપિયા તમારા હિસ્સામાં આવે છે, અને બાગ (વાડી)માં તમારો આટલો હિસ્સો છે અને મકાનમાં, જાયદાદમાં તેમ જ ખેતીની જમીનમાં આટલો હિસ્સો છે. અને તેણીઓ સમજી લે કે અમે પોતપોતાના હિસ્સામાં સાહિબે ઈખ્તિયાર (પોતાની મરજી મુજબ કરવાના અધિકારી) છીએ. માફ ન કરીએ તો અમારા ભાઈ જરૂર અમારા હિસ્સા અમને આપી દેશે. એ છતાં માફ કરી દે તો એ માફી મુઅતબર (વિશ્વાસપાત્ર) થશે.

જો તેણીઓએ આ સમજીને ઉપરના દિલથી માફ કરી દીધાં કે (હિસ્સા) મળવાના છે જ નહિ, (તો પછી) ભાઈઓના દિલ શાં માટે દુભવવા ? જો શવહર (પતિ)થી મુખાલફત થઈ ગઈ, અથવા તેનું મૃત્યુ થઈ ગયું તો એ ભાઈઓની પાસે આવવું પડશે. ત્યારે ભાઈ ખોટું લગાડશે અને ભાભીઓ ટાણાં મારશે એટલા માટે લાઓ, મજબૂરીથી ઝબાની (મૌખિક) માફ જ કરી દઉં ! આવી માફીનો કોઈ એતિબાર (ભરોસો) નથી, કારણ કે આ માફી દિલપૂર્વકની અને અંદરની ખૂશીથી આપેલી નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

**''અલા લા તઝલિમૂ અલા લા યહિલ્લુ માલ ઈમ્રઈન ઈલ્લા બિતીબિ નફસિન મિન્હૂ.''**

**ભાવાર્થ:**

ખબરદાર ! ઝુલ્મ ન કરો !

ખબરદાર ! કોઈ શખ્સનો માલ તેના નફસની ખૂશી વગર હલાલ નથી.

['મિશ્કાતુલ મસાબીહ' પાનું ૨૫૫]

Maktabe Ashraf

# બેવાઓ પર ઝુલ્મ

એક આ રિવાજ પડી ગયો છે કે મરનારની બીવીને, એક હોય કે વધારે, વારસામાંથી હિસ્સો નથી આપતા. મરનારના છોકરા–છોકરી ન હોય તો બીજા લોકો ભાઈ, કાકા વગેરે દબાવી લે છે. આ બધું હરામ છે. આમ તો બેવા પર રહમ ખાવા માટે બધાં નસીહત કરે છે, પરંતુ તેનો વારસાનો હિસ્સો દબાવી લેવામાં જરા પણ દયા નથી ખાતા !

કેટલાક લોકો કહે છે કે, અમ્મી (માતા) હિસ્સો લઈને શું કરશે ? અમારા ઉપર જ તો ખર્ચ કરશે. એટલે અમારા જ કબ્જામાં રહે તો શું વાંધો છે ? આ જાહિલાના (અજ્ઞાનતાની) વાત છે. મરનારની બીવીનો હિસ્સો તેને સોંપી દો, તેને માલિક બનાવી દો, પછી તે જે પ્રમાણે ચાહે ખર્ચ કરે. પોતાના મા–બાપને આપે કે ભાઈને આપે, ફર્ઝ હજ્જ કે નફલ હજ્જ અદા કરે, સદકહ–ખયરાત કરે, વકફ કરે, મદ્રસહ બનાવે, અવલાદ પર ખર્ચ કરે.

વળી આ વાત કે અમારી માતા અમારા પર જ તો ખર્ચ કરશે, પોતાની માતાના વિશે તો કહી શકાય છે (જો કે એ દ્રષ્ટિબિંદુથી પોતાની માતાનો હિસ્સો પણ દબાવી લેવો હલાલ નથી) પરંતુ મરનારની જે બીજી બીવી છે તેનો હિસ્સો કેમ નથી આપતા ? !

હકીકતમાં વારસો નહિ વહેંચવાના કારણે યતીમો અને બેવાઓ પર ઘણો વધારે ઝુલ્મ થાય છે.

કેટલાક લોકો જેઓ દીનદારીના દાવેદાર હોય છે, મરનાર ભાઈની બીવીને વારસો આપવાથી અચકાય છે અને એમ કહે છે કે, તેને વારસો આપવાથી અમારા ખાનદાનની ઝમીન, જાયદાદ તે અવરતના સગાંઓમાં પહોંચી જશે ! એટલે તેને મજબૂર કરે છે કે, તું મારી સાથે નિકાહ કરી લે ! તે બીચારી ઈચ્છાથી કે અનિચ્છાથી નિકાહ કરી લે છે, આ જેઠ કે દિયર તેને પસંદ હોય કે ન હોય, ઉંમરમાં ઘણો મોટો હોય કે ઘણો નાનો હોય, તેણે ભોગવવું પડે છે !

Maktabe Ashraf

અલ્લાહ તઆલાના વારસાના કાનૂનને લાગુ ન કરવાના કારણે બીચારી બેવા (વિધવા) પર જબરજસ્તી કરે છે. દીનદારીના દાવેદાર એ નથી સમજતાં કે આ જાહિલિય્યતે ઊલા (પ્રાથમિક જહાલતના કાળ)ના જઝબાત (ભાવના) છે. ઈસ્લામમાં જાહિલિય્યતને દખલ દેવાના મુજરિમ (અપરાધી) શા માટે બનો છો ?



Maktabe Ashraf

વારસો મેળવનારાઓના હિસ્સા જાણવા માટે 'ઈલ્મે ફરાઈઝ' પઢવાની જરૂરત છે. એ એક અલગ ઈલ્મ છે અને ઉસ્તાદથી શીખવા વગર સંપૂર્ણ મસાઈલ સમજમાં આવી શકતા નથી.

શરીઅત પ્રમાણે કોણ કોણ વારિસ હોય છે તે બતાવવા માટે અહીં કેટલીક જરૂરી વાતો લખવામાં આવે છે જે થોડુંક ધ્યાન આપવાથી સમજમાં આવી શકે છે.



## વારસા વહેંચણીનો ઉસૂલ

આ સ્પષ્ટતા જરૂરી છે કે, વારસા વહેંચણીનો આ ઉસૂલ છે કે :–

- સૌથી પ્રથમ મય્યિતના કફન–દફનમાં તેનો માલ ખર્ચ કરવામાં આવશે અને એમાં ફુઝૂલ ખર્ચી (નકામો ખર્ચ) ન કરવામાં આવે. ઉપરાંત, કફન–દફનમાં કોઈ શરીઅત વિરુદ્ધનું કામ ન કરવામાં આવે.
- તે પછી જે માલ બચે તેમાંથી મય્યિતના કર્ઝાઓ (દેવાં) હોય તો તે અદા કરવામાં આવે, ઓછું હોય કે વધારે. અને મરનારે (એ ચૂકવવા માટે) વસીયત કરી હોય કે ન કરી હોય.

જો બચેલો બધો માલ કર્ઝ અદા કરવામાં ચાલ્યો જાય તો જવા દે.

- (મરનારનું) કર્ઝ ચુકતે કરવા પછી જો માલ બચે તો એ બચેલા માલનો એક તૃતિયાંશ (ત્રીજો ભાગ) માલમાં મરનારની વસીયતનું પાલન કરવામાં આવે, જો (વસીયત) શરીઅત પ્રમાણે જાઈઝ હોય તો.
- તે પછી બાકી બે તૃતિયાંશ માલ વારિસોને શરીઅતના ઉસૂલ પ્રમાણે વહેંચી દેવામાં આવે.
- જો મરનારની કોઈ વસીયત ન હોય, તો કફન–દફનના ખર્ચ અને કર્ઝાઓની અદાયગી બાદ, બાકીનો બધો માલ વારિસોમાં વહેંચી દેવામાં આવે.

# વારિસોના પ્રકારો

■ જે વારિસોના હિસ્સા કુર્આને મજીદમાં દર્શાવેલા છે તેને અસ્હાબુલ ફરાઈઝ (ઝવિલ ફુરૂઝ) કહેવામાં આવે છે.★

■ જો તેમના હિસ્સા આપવા પછી કંઈ માલ બચે તો અસ્બા●ને આપવામાં આવશે.

■ જો અસ્બાતમાંથી પણ કોઈ ન હોય તો અસ્હાબુલ ફરાઈઝ (ઝવિલ ફુરૂઝ)ને તેમના હિસ્સાઓ પ્રમાણે બાકી માલ પણ તેમને જ આપી દેવામાં આવશે.

■ જો અસ્હાબે ફરાઈઝ (ઝવિલ ફુરૂઝ) પણ ન હોય અને અસ્બાત પણ ન હોય તો પછી ઝવિલ અર્હામ◆ને તર્કહ❖ પહોંચશે.

પ્રથમ અસ્હાબુલ ફરાઈઝ (ઝવિલ ફુરૂઝ)ના હિસ્સા બતાવવામાં આવે છે, તે પછી અસ્બાતના અને ઝવિલ અર્હામના (હિસ્સા) બતાવવામાં આવશે, ઈન્શા અલ્લાહ.

ફૂટનોટ : અનુવાદક તરફથી

---

★ એ નક્કી થયેલા હિસ્સા છ (૬) છે :–
અડધો, ચોથો, આઠમો, ત્રીજો, બે તૃતિયાંશ અને છઠ્ઠો

● અસ્બા : મરનાર સાથે 'નસબ' (ખાનદાન)નો સંબંધ ધરાવનાર તે સગાંઓ તથા કુટુંબીઓ જેમના સગપણમાં, નારી જાતિનો વાસ્તો વચ્ચે આવતો ન હોય અને ખૂદ પણ નર હોય, એવા વારસો અસ્બાતે નસબી કિંવા ટુંકમાં 'અસ્બા' કહેવાય છે.

◆ ઝવિલ અર્હામ : મરનારની સાથે સગાઈનો સંબંધ મેળવવામાં તેના જે સગાંઓ વચ્ચે અવરત પડતી હોય અને જેમને માટે શરીઅતમાં વારસાનો કોઈ હિસ્સો નિર્મિત્ત નહિ હોય, તેમ જ જે 'અસ્બા' પણ ન હોય અને નારી જાતિમાં હોય, તેમને 'ઝવિલ અર્હામ' કહે છે.

–'મુસ્લિમ ગુજરાત ફતાવા', ભાગ–નવમો, પુસ્તક ત્રીજું, પા. ૮૪૫ થી ૮૫૩

❖ તર્કહ : કફન–દફન, દેવું, વસીયત વગેરે અદા કરવા પછી બાકી રહેલો માલ

Maktabe Ashraf

# વારસામાં અવલાદ અને મા-બાપના હિસ્સાઓની વિગતો

સૂરએ 'નિસાઅ' (આયત : ૧૧)માં ઈરશાદ છે :

"યુસીકુમુલ્લાહુ ફી અવ્લાદિકુમ...ઈન્નલ્લાહ કાન અલીમન્ હકીમા."

ભાવાર્થ :

અલ્લાહ તમારી અવલાદના (વારસા) બાબતમાં તમને હુકમ કરે છે કે :–

– એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.

– અને જો એકલી છોકરીઓ જ હોય, ભલે તે બે થી વધુ હોય તો મરનાર જે માલ મૂકી ગયો તેના બે તૃતિયાંશ ભાગ તે છોકરીઓને મળશે.

અને જો એક જ છોકરી હોય તો તેણીને (સઘળા માલમાંથી) અરધો મળશે.

– અને જો મરનારને કંઈ અવલાદ હોય તો તેના મા–બાપ બંનેમાંથી દરેકને તેણે જે કંઈ છોડયું હોય તેમાંથી છટ્ટો ભાગ મળશે.

– પણ જો તેને કંઈ અવલાદ ન હોય અને તેના મા–બાપ જ (એકલા) વારિસ હોય તો તેની માને એક તૃતિયાંશ મળશે અને બાકીનું બાપને (મળશે.)

– પણ જો મરનારના એકથી વધુ ભાઈ (યા બહેન) હોય તો જે વસીયત કરી હોય. તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે) ચૂકવ્યા પછી તેની મા ને છટ્ટો ભાગ મળશે (અને બાકીનું બાપને મળશે.)

– તમારા બાપ (દાદા) અને દીકરા (પૌત્રા) તેઓમાંથી તમને લાભ પહોંચાડવામાં કોણ વધુ નજીક છે, તેની તમને ખબર નથી; આ હિસ્સા અલ્લાહ તરફથી નિર્માણ થયેલાં છે, બેશક અલ્લાહ જાણનાર (અને) હિકમતવાળો છે.



Maktabe Ashraf

આ આયતમાં મા–બાપ અને અવલાદના હિસ્સા બયાન ફરમાવ્યા.

પ્રથમ તો એ ફરમાવ્યું કે અલ્લાહ તમને અવલાદના વારસા બાબતમાં હુકમ કરે છે...

એમાં આ બાબતની ચોખવટ છે કે મરનારે છોડેલા માલમાં જે હિસ્સા આપવામાં આવી રહ્યા છે તે અલ્લાહ તઆલા તરફથી નક્કી કરવામાં આવ્યા છે. મરનારાને પોતાને કે કોઈપણ હુકૂમતના માટે જાઈઝ નથી કે એમાં ફેરફાર કરે. કુર્આને બયાન કરેલા કાનૂનના ખિલાફ જે કોઈ કાનૂન બનાવવામાં આવશે તે કાનૂન બાતિલ હશે.



તે પછી ફરમાવ્યું :

**"લિઝ્ઝકરિ મિસ્લુ હઝ્ઝિલ ઉન્સયયૂનિ."**

અર્થાત્

એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.

[૧]

દાખલા તરીકે જો મા–બાપ ન હોય અને પતિ–પત્ની પણ ન હોય, અને એક છોકરો અને બે છોકરીઓ હોય તે તર્કહના માલના ચાર હિસ્સા કરીને બે હિસ્સા છોકરાને અને એક–એક હિસ્સો દરેક છોકરીને આપી દેવામાં આવે.

[૨]

અને જો મરનારના મા–બાપ (હયાત) છે, અથવા બંનેમાંથી એક (હયાત) છે અથવા પતિ કે પત્ની છે તો તેમના હિસ્સા આપી દીધાં પછી જે માલ બચે તેને પણ એ જ ઉસૂલ પ્રમાણે વહેંચી દેવામાં આવે અર્થાત્ દરેક છોકરાને દરેક છોકરી કરતાં બમણો હિસ્સો આપવામાં આવે.

[૩]

અને જો મરનારે અવલાદમાં માત્ર છોકરીઓ જ છોડી છે, છોકરો કોઈ

નથી તો જો માત્ર એક છોકરી છે તો તેને કુલ માલમાંથી અરધો હિસ્સો આપી દેવામાં આવે (અને બાકી શરીઅતના નિયમ પ્રમાણે બીજા વારિસોને આપવામાં આવે.)

[૪]

અને જો છોકરીઓ બે અથવા બે કરતાં વધારે હોય અને છોકરો કોઈ ન હોય તો તે બંને છોકરીઓને કુલ માલનો બે તૃતિયાંશ હિસ્સો આપી દેવામાં આવે. અર્થાત્ દરેક છોકરીને એક તૃતિયાંશ એક તૃતિયાંશ હિસ્સો આપે (અને બાકી એક તૃતિયાંશ બીજા વારિસોમાં શરીઅતના નિયમ પ્રમાણે આપી દેવામાં આવે.)

[૫]

જો મરનારના મા–બાપ પણ (હયાત) છે અને અવલાદ પણ છે, ભલે એક છોકરો કે એક છોકરી જ હોય તો દરેકને છટ્ઠો–છટ્ઠો હિસ્સો આપી દેવામાં આવે. અર્થાત્ બાપને પણ છટ્ઠો હિસ્સો અને મા ને પણ છટ્ઠો હિસ્સો આપી દે. બાકી માલ જે બચે તે અવલાદને વહેંચી દેવામાં આવે, જેનો ઉસૂલ ઉપર બ્રતાવવામાં આવ્યો.

[૬]

અને જો મરનારની અવલાદ ન હોય. ન છોકરો હોય કે ન છોકરી હોય અને વારસો મેળવનારા માત્ર મા–બાપ જ હોય તો કુલ માલનો એક તૃતિયાંશ હિસ્સો માને અને બે તૃતિયાંશ બાપને આપી દેવામાં આવે.

[૭]

જો મરનારની અવલાદ ન હોય અને વારસો મેળવનાર મા–બાપ હોય, અને સાથે જ તેના ભાઈ–બહેન પણ હોય જે એક કરતાં વધારે હોય (દાખલા તરીકે એક ભાઈ અને એક બહેન હોય) ભલે સગાં (એક મા–બાપથી) હોય કે બાપ શરીક (બાપ એક મા જુદી) હોય તો એ સૂરતમાં તેની માને કુલ માલનો છટ્ઠો હિસ્સો આપવામાં આવશે અને બાકી જે બચે તે તેના વાલિદ (બાપ) ને આપી દેવામાં આવે. (બહેન કે ભાઈને કંઈ ન મળશે. અલબત્ત, તેમના મોજૂદ

Maktabe Ashraf

હોવાથી એટલો ફરક પડી ગયો કે મા નો હિસ્સો એક તૃતિયાંશથી ઘટીને છઠ્ઠો થઈ ગયો.)



અને જો મરનારની અવલાદ ન હોય અને વારસો મેળવનારાના મા–બાપ હોય, અને સાથે જ તેણે એક ભાઈ કે એક બહેન છોડી હોય તો તેનાથી મા ના હિસ્સા પર કંઈ અસર ન થશે. તે નિયમ પ્રમાણે એક તૃતિયાંશ હિસ્સો મેળવશે અને બાકી (બે તૃતિયાંશ) બાપને મળશે.



અવલાદ અને મા–બાપના હિસ્સા બયાન ફરમાવ્યા પછી ઈરશાદ ફરમાવ્યો :

**"આબાઉકુમ વ અબ્નાઉકુમ લા તદ્રૂન અય્યુહુમ અકૂરબુ લકુમ નફઆ."**

**ભાવાર્થ :**

તમારા બાપ (દાદા) અને દીકરા (પૌત્રા) તેઓમાંથી તમને લાભ પહોંચાડવામાં કોણ વધુ નજીક છે, તેની તમને ખબર નથી.

અર્થાત્ તમારા (વારસા વહેંચણીના) આ નિયમો અને પેટા નિયમો છે. તમને ખબર નથી કે તેઓ (વારિસો)માંથી કયો શખ્સ (ઉમ્મીદના એ'તિબારથી) તમને નફો પહોંચાડવામાં વધારે નજીક છે. મતલબ એ છે કે, જો તમારા અભિપ્રાય પર વારસાની વહેંચણી છોડી દેવામાં આવત તો તમે તો એ વાત નજર સમક્ષ રાખત કે જે શખ્સ તમને વધારે નફો (ફાયદો) પહોંચાડનારો હોય તેને જ વધારે હિસ્સો આપે. આ રીતે હિસ્સા નક્કી જ થઈ શકતા ન હતા.

વળી એ પણ શકય હતું કે કોઈથી વધારે આશા રાખીને વધારે માલ આપવાની વસીયત કરી દેવામાં આવત, ભલે તેણે કંઈ પણ નફો (ફાયદો) ન પહોંચાડયો હોય.

એટલે નફો કે નફાની ઉમ્મીદ (ના પાયા પર) વારસા વહેંચણી રાખવામાં ન આવી, બલકે અલ્લાહ તઆલાએ બીજી મસ્લિહતોના એતિબારથી પોતે જ

હિસ્સા નક્કી કરી દીધાં અને હિસ્સાની બુનિયાદ અવલાદ કે મા–બાપ હોવા પર રાખી.

આ સર્વ અલ્લાહ તઆલાના તરફથી નક્કી થયેલું છે, એમાં ફેરફાર અને પરિવર્તન નથી થઈ શકતું અને જેનો જે હિસ્સો નક્કી કરવામાં આવ્યો છે તેને તે જ આપવો પડશે. ઓછું–વધતું કરવાનો કોઈને અધિકાર નથી. કોઈ વારિસને મહરૂમ (વંચિત) કરવું કે ઓછો કરવો હરામ છે. અલ્લાહ તઆલા અલીમ (જાણનાર) અને હકીમ (હિકમતવાળો) છે. તેણે જે કંઈ હુકમ આપ્યો તે હિકમત પ્રમાણે છે.

કેટલાંક જાહિલ કહી દે છે કે, ફલાણાં દીકરાએ મારી ખિદમત નથી કરી તેને વારસામાં હિસ્સો ન આપવામાં આવે અથવા ઓછો આપવામાં આવે. આ શરીઅતથી બગાવત છે. **વારસાની વહેંચણી ખિદમતની બુનિયાદ પર નથી, રિશ્તા (સગાઈ)ની બુનિયાદ પર છે.**

## નોંધ

અલ્લાહ તઆલા શાનુહૂએ મા–બાપના વારસામાં તમામ અવલાદને ભાગીદાર બનાવ્યા છે, છોકરા હોય કે છોકરી. અલબત્ત છોકરીનો હિસ્સો છોકરા કરતાં અરધો છે. એમાં હિકમત એ છે કે છોકરીને પતિના તરફથી મહેર પણ મળશે, અને તેની અવલાદની પરવરિશ (પાલન–પોષણ) પણ તેના પતિ અર્થાત્ બાળકોના બાપના ઝિમ્મે છે. એનાથી વિરુદ્ધ છોકરાઓએ પોતાની પત્નીને મહેર આપવી પડશે અને અવલાદની પરવરિશ પણ પોતે જ કરવાની રહેશે.

યહૂદીઓ અને નસારા (ખ્રિસ્તીઓ) ઈસ્લામ પર એ ટીકા કરે છે કે છોકરીનો હિસ્સો છોકરા કરતાં અરધો શા માટે છે ? આ તેમની જાહિલાના ટીકા છે. અલ્લાહ તઆલા અલીમ, હકીમ છે. તેની શરીઅત હિકમત પ્રમાણે છે અને જયારે વાત એ છે કે આ ટીકા તે લોકો કરે છે જેમને ત્યાં છોકરીઓનો કંઈ પણ હિસ્સો નથી !

Maktaba Ashraf

**ચેતવણી :**

અલ્લાહ તઆલાએ વારસાની વહેંચણીનો કાનૂન અકરાબિય્યત (નજીકની સગાઈ) પર રાખ્યો છે. જો મરનારે એક જ છોકરો છોડયો હોય, અને તેની જિંદગીમાં એક, બે અથવા એના કરતાં વધારે છોકરાઓ મૃત્યુ પામેલાં હોય, અને તે છોકરાઓના છોકરાં (પૌત્રો) મોજૂદ હોય, તો તે પ્રૌત્રાને ચાચા (કાકા) મોજૂદ હોવાથી દાદાના વારસામાંથી કંઈ ન મળશે.

અને એમ કહેવું અને કાનૂન બનાવવો કે બાપથી પહેલાં મૃત્યુ પામેલાં છોકરાના હિસ્સા તેમના છોકરાઓને આપી દેવામાં આવે, તદ્દન જહાલત અને ગુમરાહી છે. એનું કારણ એ છે કે બાપની જિંદગીમાં તેના-માલમાં અવલાદનો કોઈ હિસ્સો નથી થતો. આ વાત મુલ્હિદો અને ઝિન્દીકો (કાફિરો અને મુશરિકો)એ ઉપજાવી છે કે મરનારના પુત્રો હોવા છતાં તેના પૌત્રોને (પણ) વારસામાં શરીક કરી દેવામાં આવે !

અલ્લાહ તઆલા સાચી વાતની સમજ આપે, આમીન !

## વારસામાં પતિ-પત્નીના હિસ્સા

ઉપર દર્શાવેલી આયત (જેની તશરીહ—વિવરણ અત્યારે કરવામાં આવ્યું) તેના પછી ઈરશાદ ફરમાવ્યો :

**"વલકુમ નિસ્ફુ મા તર—ક અઝ્વાજુકુમ..........બઅ્દિ વસિય્યતિન તૂસૂન બિહા અવ્દયૂનિ."** [સૂરએ 'નિસાઅ' આયત : ૧૨]

**ભાવાર્થ :**

– અને જો તમારી ઓરતોને કંઈ અવલાદ ન હોય તો તેણીઓ જે કંઈ મૂકી જાય તેમાંથી તમારું અરધું છે.

– પણ જો તેણીઓને અવલાદ હોય તો જે કંઈ મૂકી ગઈ હોય તેમાંથી જે વસીયત કરી હોય તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે) ચૂકવ્યા પછી તમારો ચોથો ભાગ છે.

– અને જો તમારે અવલાદ ન હોય તો તમે જે કંઈ મૂકી જાવ તેમાંથી (તમારી) ઓરતોનો ચોથો ભાગ છે.

– પણ જો તમારે અવલાદ હોય તો તમે જેટલું મૂકયું તેમાંથી જે વસીયત કરી છે ને બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે) ચૂકવ્યા પછી તેણીઓનો આઠમો ભાગ છે.



આ આયતમાં વારસામાં પતિ–પત્નીના હિસ્સા બયાન ફરમાવ્યા છે. એની વિગતો નીચે પ્રમાણે છે.

[૧]

જો બીવી (પત્ની) મરણ પામે તો તેની કુલ મતરૂકહ માલ–મિલ્કતમાંથી પતિને અરધો માલ મળશે, એ શરતે કે તેણીએ કોઈ અવલાદ ન છોડી હોય. ન કોઈ છોકરો કે ન કોઈ છોકરી હોય, ન એક કે ન એક કરતાં વધારે, ન આ પતિથી કે ન કોઈ અગાઉના પતિથી.

[૨]

જો અવરત મરણ પામે અને તેણીએ કોઈ અવલાદ છોડી હોય, ભલે એક છોકરો કે છોકરી હોય, હાલના પતિથી હોય કે અગાઉના પતિથી હોય, તો જે પતિની પત્ની તરીકે હોવાની સ્થિતિમાં મરણ પામે તે પતિને તે અવરતના મતરૂકહ માલમાંથી ચોથો હિસ્સો મળશે. અને આ હિસ્સો દેવું ચૂકતે કર્યા પછી અને વસીયતનું પાલન કર્યા પછી આપવામાં આવશે.

### મસ્અલહ

માત્ર નિકાહ થઈ જવાથી શવહર અને બીવી (પતિ–પત્ની) બની જાય છે અને કોઈ એકના મરણ પામવાથી ઉપર લખેલા ઉસૂલ પ્રમાણે વારસાની વહેંચણી કરવી ફર્ઝ છે.

કેટલીક બીવીઓ (પત્નીઓ) કહે છે કે હું તો પચાસ (૫૦) વરસથી એના નિકાહમાં છું અને આ બીજી તો આજે જ મર્હૂમના નિકાહમાં આવી છે,

Maktabe Ashraf

મારો અને તેનો હિસ્સો સરખો કેવી રીતે થશે ? આ જાહિલાના (અજ્ઞાનતાની) વાત છે, શરીઅતમાં નવી અને જૂનીમાં કોઈ તફાવત નથી.

[૩]

જો શવહર (પતિ) મરણ પામે અને તેણે કોઈ અવલાદ ન છોડી હોય, ન મોજૂદહ (હાલની) બીવીઓ પૈકી કોઈથી, અને ન કોઈ અગાઉની બીવીથી તો મરતી વખતે નિકાહમાં હોય અને મોજૂદ હોય તેવી બીવીને કુલ મતરૂકહ માલમાંથી ચોથો હિસ્સો મળશે.

[૪]

અને જો શવહર (પતિ)એ કોઈ અવલાદ પણ છોડી હોય, ભલે એક છોકરો કે એક છોકરી હોય (અગાઉની કોઈ બીવીથી અથવા અત્યારે મોજૂદ બીવીથી) તો મરણ વખતે જે બીવી તેના નિકાહમાં હતી તેને શવહર (પતિ)ના વારસામાંથી આઠમો (૧/૮) હિસ્સો મળશે.

આ હિસ્સો દેણની અદાયગી અને વસીયત પ્રમાણે અમલ કર્યા પછી આપવામાં આવશે.

**નોંધ :**

જો મરનારે એક કરતાં વધારે બીવીઓ છોડી હોય તો ૧/૪ કે ૧/૮ (ચોથા કે આઠમા ભાગ)માં બધી શરીક (ભાગીદાર) થશે. અને ઉપર લખેલી વિગતો પ્રમાણે ચોથો કે આઠમો હિસ્સો એકત્રિત સ્વરૂપે બધી (બીવીઓ)ને મળશે. એવું નથી કે દરેક બીવીને (અલગ–અલગ) ચોથો કે આઠમો હિસ્સો આપવામાં આવે.

**ચેતવણી :**

ઉપર લખેલી આયતથી સ્પષ્ટ રીતે જાણવા મળ્યું કે, બીવીઓ (પત્નીઓ)નો પણ શવહર (પતિ)ના તર્કહમાં હિસ્સો છે. મરનાર શવહર (પતિ)ની અવલાદ હોય તો બીવીઓ (પત્નીઓ)નો આઠમો હિસ્સો છે, અને જો અવલાદ ન હોય તો બીવીઓનો ચોથો હિસ્સો છે.

એમાં એ વાત જાણી લેવી જરૂરી છે કે, જો મરનારે બીવીની મહેર નથી આપી તો પ્રથમ તર્કહમાંથી તેની મહેર અદા કરવામાં આવે, કારણ કે તે કર્ઝ છે અને વારસાની વહેંચણી કર્ઝ બાદ છે.

તેને (જેની મહેર બાકી હોય તે બીવીને) આ મસ્અલહની ખબર હોય કે ન હોય, (તેણી) મહેર માંગે કે ન માંગે, તેની મહેર તર્કહ (વારસા)માંથી અદા કરી દેવામાં આવે. તે પછી કાનૂન પ્રમાણે વારસાનોં નક્કી થયેલો તેનો હિસ્સો ૧/૪ કે ૧/૮ (ચોથો કે આઠમો) આપી દેવામાં આવે.

## બહેનો અને ભાઈઓનો હિસ્સો

બહેન–ભાઈ ત્રણ પ્રકારના હોય છે :–

[૧] સગાં ભાઈ–બહેન હોય (એક મા–બાપ)

[૨] બાપ શરીક હોય (બાપ એક અને મા જુદી હોય)

[૩] મા શરીક હોય (મા એક અને બાપ જુદા હોય)



જો કોઈ એવો શખ્સ મરણ પામે જેના

– ન મા હોય ન બાપ હોય,

– ન દાદા હોય ન અવલાદ હોય,

– ન દીકરાની અવલાદ (પૌત્ર–પૌત્રી) હોય,

અને સગા કે બાપ શરીક ભાઈ–બહેન છોડયાં હોય તો તેમાં એ તફસીલ છે કે :–

– જો માત્ર એક બહેન છોડી હોય તો કર્ઝ અદા કરવા પછી અને ત્રીજા ભાગના માલમાં વસીયત નાફિઝ (લાગુ) કર્યા પછી તેને બાકી માલનો (જો વસીયત કે કર્ઝ ન હોય તો કુલ માલનો અરધો) (ભાગ) મળશે. અને બાકીનો (અરધો) માલ બીજા વારિસોને મળશે.

– અને જો એવો કોઈ શખ્સ વફાત પામે જેના મા–બાપ, દાદા, દીકરા અને દીકરાની અવલાદ ન હોય, અને માત્ર એક ભાઈ છોડયો હોય તો તેને કર્ઝ અદા કર્યા પછી અને વસીયત (ત્રીજા ભાગના માલમાંથી) નાફિઝ (લાગુ) કર્યા પછી મરનાર શખ્સનો પૂરો માલ મળશે.

– અને જો હકીકી અથવા બાપ શરીક વિવિધ ભાઈ–બહેન છોડયાં હોય તો મરનાર (મર્દ હોય કે અવરત) જેના મા–બાપ, દાદા અને અવલાદ તેમજ દીકરાની અવલાદ ન હોય, તો તેનો માલ તે બહેન–ભાઈઓ પર એવી રીતે વહેંચવામાં આવશે કે એક ભાઈને બે બહેનોના જેટલો હિસ્સો મળશે. અલબત્ત, સગા ભાઈના કારણે બાપ શરીક (સાવકા) બહેન–ભાઈ બધાં સાકિત થઈ જાય છે અને સગી બહેનના હોવા છતાં બાપ શરીક બહેન–ભાઈ હિસ્સાદાર થાય છે.



આ તફસીલ (વિગતો) સગા કે બાપ શરીક બહેન–ભાઈને વારસો મળવા બાબત હતી.

હવે તે બહેન–ભાઈઓનો હિસ્સો બયાન કરવામાં આવે છે જેઓ માત્ર મા શરીક હોય.

એની (તફસીલ) એ છે કે :

કોઈ એવો શખ્સ મરણ પામે જેના મા–બાપ, દાદા અને અવલાદ તેમજ દીકરાની અવલાદ ન હોય, અને તેણે મા–શરીક એક બહેન કે એક ભાઈ છોડયા હોય તો દરેકને મરનારના માલમાંથી છઠ્ઠો–છઠ્ઠો હિસ્સો મળશે. અને જો તેઓની સંખ્યા એના કરતાં વધારે હોય, દાખલા તરીકે બે બહેનો કે તેના કરતાં વધારે હોય, અથવા બે ભાઈ કે તેના કરતાં વધારે હોય, અથવા એક બહેન, એક ભાઈ કે તેના કરતાં વધારે હોય તો એ સર્વ બહેન–ભાઈ પોતાના મરનાર ભાઈના ત્રીજા ભાગના માલમાં સરખા ભાગે શરીક થશે. અને તેઓમાં મર્દ તથા અવરતનો હિસ્સો સરખો હશે. ભાઈને બહેન કરતાં બમણો નહિ મળશે અને બાકીનો બધો માલ બીજા વારિસોને મળશે.

Maktabe Ashraf

સૂરએ 'નિસાઅ'ના બીજા રુકૂઅ (આયત : ૧૨)માં મા શરીક બહેન–ભાઈના હિસ્સા બતાવ્યા છે :

**"વઈન કાન રજુલુંય્ યૂરસુ કલાલતન... વલ્લાહુ અલીમુન હલીમ."**

**ભાવાર્થ :**

અને જે પુરુષની મીરાસ (વારસો) છે તે :–

– જો બાપ કે દીકરા વિનાનો હતો અથવા એવી જ (બાપ કે દીકરા વિનાની) કોઈ સ્ત્રી હતી, પણ તેને એક ભાઈ અથવા એક બહેન (મા જણી) હોય તો બંનેમાંથી દરેકને છઠ્ઠો ભાગ મળશે.

– પણ જો એથી વધુ હોય તો જે વસીયત કરવામાં આવી હોય તે બાદ કર્યા પછી અથવા દેણ (હોય તો તે ચૂકવ્યા પછી) ત્રીજા ભાગમાં સૌ ભાગિયા છે, એ શરતે કે (વસીયત કરનાર) બીજાઓનું નુકસાન ન કરે.

આ હુકમ અલ્લાહનો છે, અને અલ્લાહ સઘળું જાણનાર (અને) સહનશીલ છે.



અને સૂરએ 'નિસાઅ'ના અંતમાં (નીચે પ્રમાણે) ફરમાવ્યું છે, તેમાં સગાં અને બાપ શરીક બહેન–ભાઈના હિસ્સા બતાવ્યા છે :

**"ઈનિમ્રૂઉન હલક લયસ લહૂ..... વલ્લાહુ બિકુલ્લિ શયઈન અલીમ."**

**ભાવાર્થ :**

– જો કોઈ એવો પુરુષ મરી જાય જેને અવલાદ (તેમ જ મા–બાપ) નથી, પણ તેને એક બહેન હોય તો જે કંઈ તે મૂકી જાય તેનું અરધું તેણીને મળશે.

– અને (બહેન મરી જાય તો) તે (ભાઈ) તેની બહેનની સઘળી મિલકતનો વારિસ થશે, જો તેણીને સંતાન (તેમ મા–બાપ) ન હોય.

– પણ જો (એવી) બહેનો બે (અથવા વધારે) હોય તો જે કંઈ તે મૂકી જાય તેનો બે તૃતિયાંશ ભાગ તેણીઓને મળશે.

Maktabe Ashraf

– પણ જો એ જ સગાઈના અનેક માણસો (એટલે) કેટલાક પુરુષો અને કેટલીક સ્ત્રીઓ હોય તો એક પુરુષનો ભાગ બે સ્ત્રીઓના બરાબર છે.

અલ્લાહ તમારા માટે (દીની વાતો એ કારણે) વર્ણવે છે, કે તમે (અજ્ઞાનતાથી) અવળે માર્ગે ન જાઓ, અને અલ્લાહ દરેક વસ્તુને ખૂબ જાણે છે. [સૂરએ 'નિસાઅ', આયત ૧૭૭]



## મસ્અલહ

જો કોઈ મરનારે એક સગી બહેન અથવા બાપ શરીક બહેન છોડી હોય, અને તેની સાથે કોઈ ભાઈ નથી અને મય્યિત (મરનાર)ની અવલાદ પણ નથી, મા–બાપ પણ નથી , દાદા પણ નથી, અને દીકરાની અવલાદ પણ નથી તો તે બહેનને મય્યિત (મરનાર)ના તર્કહ (વારસા)માંથી (દેવું ચૂકવ્યા પછી અને ત્રીજા ભાગના માલમાંથી વસીયત અદા કર્યા પછી) અરધો માલ મળશે અને જો બે કરતાં વધુ હોય તો તે સૌને બે તૃતિયાંશ (૨/૩) મળશે.

## મસ્અલહ

જો કોઈએ બે અથવા બે કરતાં વધારે પુત્રીઓ અને પૌત્રીઓ તેમ જ સગી કે બાપશરીક બહેનો છોડી હોય, તો પુત્રીઓ અને પૌત્રીઓને બે તૃતિયાંશ (૨/૩) માલ આપવા બાદ બાકીનો માલ સગી બહેનોને મળશે.

## મસ્અલહ

જો કોઈએ એક પુત્રી અને એક પૌત્રી છોડી હોય તો મય્યિત (મરનાર)ના તર્કહ (વારસા)માંથી પુત્રીને અરધું (૧/૨) અને પૌત્રીને છઠ્ઠો ભાગ (૧/૬) આપવામાં આવશે. આ એ સૂરતમાં છે કે, જ્યારે મરનારે કોઈ પૌત્ર છોડયો ન હોય.

જો ઉપર દર્શાવેલી સૂરતમાં એક પુત્રી હોવા ઉપરાંત એક પૌત્રી અને એક પૌત્ર છોડયાં હોય, તો પુત્રીને અરધું (૧/૨) આપીને પૌત્ર–પૌત્રીને :

"લિઝ્ઝકરિ મિસ્લુ હઝ્ઝિઝલ ઉન્સયયૂનિ."

['સૂરએ 'નિસાઅ' આયત :૧૧]

[એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]

એ ઉસૂલ પ્રમાણે આપવામાં આવશે.

અને જો કોઈએ બે પુત્રીઓ અને એક પૌત્રી છોડી હોય (સાથે પૌત્ર ન હોય) તો પૌત્રીને કંઈ ન મળશે.

જો બે પુત્રીઓ અને એક પૌત્ર અને એક પૌત્રી છોડયાં હોય તો બંને પુત્રીઓને બે તૃતિયાંશ (૨/૩) માલ આપીને બાકી ૧/૩ (એક તૃતિયાંશ) પૌત્ર અને પૌત્રીને :

"લિઝ્ઝકરિ મિસ્લુ હઝ્ઝિઝલ ઉન્સયયૂનિ."

['સૂરએ 'નિસાઅ' આયત :૧૧]

[એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]

– ના ઉસૂલ પ્રમાણે આપવામાં આવશે.

## મસ્અલહ

જો કોઈએ એક સગી બહેન છોડી હોય અને એક બાપશરીક (સાવકી) બહેન છોડી હોય, અને કોઈ અવલાદ પણ નથી અને કોઈ સગો ભાઈ પણ નથી અને બાપશરીક (સાવકો) ભાઈ પણ નથી તો સગી બહેનને મય્યિત (મરનાર)ના તર્કહ (વારસા)માંથી ૧/૨ (અરધો) હિસ્સો અને બાપશરીક બહેનને ૧/૬ (છટ્ઠો) હિસ્સો આપવામાં આવશે.

જો બે સગી બહેનો મોજૂદ હોય તો એ સૂરતમાં બાપશરીક બહેનો વારિસ ન થશે. હા, તેઓની સાથે જો કોઈ બાપશરીક ભાઈ હોય તો તે તેમને 'અસ્બા' બનાવી દેશે અને હકીકી બે બહેનોને ૨/૩ (બે તૃતિયાંશ) હિસ્સો આપ્યા પછી બાપશરીક બહેન–ભાઈને બાકી ૧/૩ (એક તૃતિયાંશ)

"લિઝ્ઝઝરિ મિસ્લુ હઝ્ઝિઝલ ઉન્સયયૂનિ."

['સૂરએ 'નિસાઅ' આયત :૧૧]



Maktabe Ashraf

[એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]

– ના ઉસૂલ પ્રમાણે આપવામાં આવશે.

### મસ્અલહ

હકીકી (સગા)ભાઈ હોવાની હાલતમાં બાપ શરીક (સાવકા) બહેન–ભાઈને કંઈ નહિ મળશે.

## વારસામાં દાદા અને દાદીના હિસ્સા

દાદા (બાપના બાપ) વારસામાં બાપની જેમ હોય છે, જ્યારે બાપ ન હોય અર્થાત્ મય્યિતે (મરનારે) પુત્ર કે પૌત્ર અને દાદા છોડયા હોય તો દાદાને ૧/૬ (છટ્ઠો ભાગ) આપીને બાકીનો માલ પુત્ર કે પૌત્રને આપવામાં આવશે.

અને જો મય્યિત (મરનારે) પુત્રી કે પૌત્રી અને દાદા છોડયાં હોય તો દાદાને પ્રથમ (છટ્ઠો) હિસ્સો આપવામાં આવશે અને પુત્રી કે પૌત્રીને (અરધો) આપીને પછી બાકીનો માલ દાદાને આપવામાં આવશે.

અને જો મય્યિતે (મરનારે) અવલાદ ન છોડી હોય તો તે વખતે દાદા 'અસ્બાએ મહઝ' થશે એટલે 'અસ્હાબે ફરાઈઝ' (ઝવિલ ફુરૂઝ)ના હિસ્સા આપ્યા પછી બાકીનો બધો માલ દાદાને આપી દેવામાં આવશે.

અલબત્ત, દાદા અને બાપમાં (નીચે પ્રમાણે) કેટલીક વાતોમાં ફર્ક (તફાવત) છે :–

[૧]

દાદી (બાપની મા) બાપની મોજૂદગીમાં મહરૂમ (વંચિત) હોય છે અને દાદાની મોજૂદગીમાં મહરૂમ નથી થતી, બલકે હિસ્સો મેળવે છે.

[૨]

મરનારે મા–બાપ અને પતિ–પત્નીમાંથી કોઈ એક છોડયું હોય અને

કોઈ અવલાદ ન છોડી હોય તો પતિ–પત્નીને હિસ્સો આપ્યા પછી બાકીના માલનો (ત્રીજા ભાગ) મા ને આપવામાં આવશે અને બાપને ૨/૩ (બે તૃતિયાંશ) મળશે.

અને જો આ સૂરત (પરિસ્થિતિ)માં બાપની જગાએ દાદા હોય તો મા ને કુલ માલનો (ત્રીજો) હિસ્સો મળશે.

## અસ્બાતનું બયાન

અસ્બાત તે વારિસ હોય છે જે અસ્હાબુલ ફરાઈઝ (ઝવિલ ફુરૂઝ)ના હિસ્સાઓ આપ્યા બાદ બાકીનો માલ મેળવે છે.

જો અસ્હાબુલ ફરાઈઝ ન હોય તો પૂરા માલના વારિસ આ અસ્બાત થાય છે.

અસ્બાતનો ક્રમ (નીચે પ્રમાણે) છે :–

–પ્રથમ દરજ્જો મય્યિત (મરનાર)ની અવલાદનો છે.

જો પુત્ર–પુત્રી બંને હોય તો :

"લિઝ્ઝરિ મિસ્લુ હઝ્ઝિલ ઉન્સયયૂનિ"

['સૂરએ 'નિસાઅ' આયત :૧૧]

[એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]

– ના ઉસૂલ પ્રમાણે અસ્હાબુલ ફરાઈઝને આપીને બાકીનો માલ તેમને (પુત્ર–પુત્રીને) મળશે.

અને જો કોઈ સાહિબે ફર્ઝ (ઝવિલ ફુરૂઝ) ન હોય તો પૂરા માલમાંથી ઉસૂલ પ્રમાણે એ જ લોકો (પુત્ર–પુત્રી) બધો માલ લઈ લેશે.



– જો મય્યિત (મરનારની) અવલાદ ન હોય તો બીજા દરજ્જામાં અવલાદની અવલાદ અસ્બા છે. અને

Maktabe Ashraf

– જો તે (અવલાદની અવલાદ) પણ ન હોય તો બાપ, દાદા (અસ્બા છે.) અને
– જો તે પણ ન હોય તો મરનારના ભાઈ,
– તે પછી તેમના છોકરા, અને
– તે પણ ન હોય તો મરનારના ચાચા (કાકા), અને
– તે પણ ન હોય તો ચાચા (કાકા)ના દીકરા અસ્બા થાય છે. અને
– તે પણ ન હોય તો મરનારના બાપના ચાચા (કાકા) અસ્બા થશે (એક હોય કે વધારે હોય).



– ભાઈઓમાં મરનારના સગા ભાઈઓનો દરજ્જો બાપશરીક (સાવકા) ભાઈઓના કરતાં મુકદમ (અગ્રતાક્રમે) થશે.

– એ જ પ્રમાણે મરનારના ચાચા (કાકા)ઓમાં બાપના હકીકી (સગા) ભાઈઓનો દરજ્જો તેના બાપશરીક (સાવકા) ભાઈઓના કરતાં મુકદમ (અગ્રતાક્રમે) થશે.

– પુત્રો, પોત્રો, હકીકી (સગા) ભાઈઓ અને બાપશરીક (સાવકા) ભાઈઓની સાથે જો તેમની બહેનો હોય તો તે પણ :

"લિઝ્ઝકરિ મિસ્લુ હઝ્ઝિલ ઉન્સયયૂનિ"
[એક છોકરાનો હિસ્સા બે છોકરીઓના હિસ્સા બરાબર છે.]
ના ઉસૂલ પ્રમાણે વારિસ થશે.



આ ચાર ઉપરાંત બાકી અસ્બાતમાં માત્ર મર્દ (પુરુષ) વારિસ થાય છે. જો તેમની સાથે તેમની બહેનો હોય તો તે (બહેનો) વારિસ ન થશે. (દા. ત. કાકા સાથે ફોઈઓ, ભત્રીજાઓ સાથે ભત્રીજીઓ વારિસ નહિ થશે).



જો પુત્રીઓની સાથે હકીકી (સગી) કે બાપશરીક (સાવકી) બહેનો હોય તો પુત્રીઓને હિસ્સો આપ્યા બાદ બાકીનો માલ બહેનોને મળશે.

# ઝવિલ અર્હામનું બયાન

જો અસ્બાત ન હોય તો ઝવિલ અર્હામને મરનારની મીરાસ (વારસો) મળે છે જેની વિગતો નીચે પ્રમાણે છે :–

(૧) પુત્રીઓની અવલાદ અને પૌત્રની પુત્રીઓની અવલાદ ,

(૨) નાના અને નાનાની અવલાદ,

(૩) ભાઈઓની પુત્રીઓ અને બહેનોના પુત્રો તથા પુત્રીઓ, (સગા ભાઈ–બહેન હોય કે બાપ શરીક) અને મા શરીક ભાઈઓ અને બહેનોની અવલાદ,

(૪) ફોઈઓ અને બાપના મા શરીક (સાવકા) ભાઈ અને મામાઓ અને માસીઓ (ખાલાઓ).



અહીં સુધી અમે ટુંકમાં (મરનારના વારસામાંથી) હિસ્સો મેળવનારાઓનો ઉલ્લેખ કરી દીધો છે કે જેથી એ જાણ થઈ જાય કે હિસ્સો મેળવનારા ક્રમ પ્રમાણે કોણ કોણ છે ?

કેટલીક વખતે એવું બને છે કે મરનારાનો માલ જેના કબજામાં હોય છે, તે (કબજાદાર) એ જોઈને કે મરનારની અવલાદ કે મા–બાપ અને કાકા કે કોઈ નજીકના સગા નથી એટલે.તેને લાવારિસ સમજીને જેના કબજામાં માલ હોય તે પોતે જ દબાવી લે છે. જો કે કેટલીક વખતે એવું બને છે કે જેની પાસે માલ છે તેને પોતાને વારસામાં કોઈ હિસ્સો પહોંચતો નથી, અને કેટલીક વખતે તેને હિસ્સો તો પહોંચે છે, પરંતુ તે છતાં પૂરો માલ દબાવી લે છે ! મરનારના નજીકના અને દૂરના સગાંઓને તલાશ નથી કરતો.

અને એવું પણ બને છે કે, મરનારની ઉપર કર્ઝ હોય છે, અને મરનારે માલ છોડયો છે. જેના કબજામાં મરનારનો માલ છે, તેના પર લાઝિમ છે કે મરનારનું કર્ઝ ચૂકવી દે, લેણદાર (કર્ઝખ્વાહ) ભલે માંગે કે ન માંગે. જો મરનાર કર્ઝદાર હોવાની ખબર ન હોય, અથવા લેણદારો (કોણ છે) તેની ખબર ન હોય

Maktabe Ashraf

તો મરનારના જાન–પહેચાનવાળાઓ (ઓળખીતાઓ)માં ખબર કરે કે કોઈનું લેણું (કર્ઝ) બાકી તો નથી ? જેનું જેનું કર્ઝ (લેણું) સાબિત થઈ જાય તેનો હક આપતો ચાલ્યો જાય.

## બે મહત્વના મસ્અલા

[૧]

કાતિલ (ખૂની)ને મકતૂલ (કતલ થયેલા)ની મીરાસ (વારસો) ન મળશે. એની વિગતો ફિકહની કિતાબોમાં જોઈ લેવામાં આવે.

[૨]

મુસલમાન કાફિરનો અને કાફિર મુસલમાનનો વારિસ નથી થઈ શકતો.

કાલન્નબિય્યુ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ સલ્લમ :

"લા યરિસુલ મુસ્લિમુ અલ કાફિર વલલ કાફિરુલ મુસ્લિમ."

[બુખારી શરીફ ભાગ ૨, પાનું ૧૦૦]

ભાવાર્થ :

નબી સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મુસ્લિમ કાફિરનો અને કાફિર મુસ્લિમનો વારિસ થઈ શકતો નથી.'

Maktabe Ashraf



# જરૂરી ચેતવણીઓ

[૧]

સામાન્ય રીતે વારસો વહેંચતા જ નથી. એને મળી–ભળીને ખાતા–પીતા રહે છે. વારિસોમાં યતીમ બાળકો પણ હોય છે, તેમનો માલ ખાય–પી ને બીજા લોકો બરાબર કરી દે છે.

એવા લોકોના વિષે ફરમાવ્યું કે,

'એ લોકો પોતાના પેટોમાં દોઝખની આગ ભરે છે.'

(બીજા પ્રકરણમાં એ વિષે ઉલ્લેખ આવી ગયો છે.)

[૨]

મરનારની બીવીઓ, બેટીઓને સામાન્ય રીતે મીરાસ (વારસા) નથી આપતા એ ઝુલ્મ છે. બીજા પ્રકરણમાં એના પર પણ ચેતવણી આપી દેવામાં આવી છે.

[૩]

કફનમાં ગેર શરઈ ખર્ચાઓ કરે છે. ખાટલાના ઉપરની ચાદર કફનની સાથે ખરીદવામાં આવે છે. કબરમાં ઉતારવાના માટે એક અલગ ચાદર ખરીદવામાં આવે છે. પછી આ ચાદરોવાળાઓને અથવા રિવાજ પ્રમાણે જેને ચાહે છે તેને આપી દે છે. આ ચીઝો કફનની જરૂરતોમાં શામિલ નથી. મીરાસ (વારસા)ના સંયુકત માલમાંથી એ (વસ્તુઓ) ખરીદવું, ખાસ કરીને જયારે ગેરહાજર વારિસ અને યતીમ બાળકો પણ હોય છે, જાઈઝ નથી. જે લોકો આ કપડું લઈ લે છે તેમના માટે આ કપડું લેવું હરામ છે, કારણ કે આ મીરાસ (વારસા)નો માલ સંયુકત છે જે વહેંચવા પહેલાં આપવામાં આવ્યો છે.



Maktabe Ashraf

[૪]

કેટલાંક કપડાં લોકોએ કફનની સાથે જરૂરી સમજી લીધાં છે. જો કે તે (કપડાં)નો મસનૂન કફનમાં સમાવેશ થતો નથી.

મરનારના તર્કહ (વારસા)માંથી જે વસ્તુઓ ખરીદવી જાઈઝ નથી તે નીચે પ્રમાણે છે :–

(૧) જાએનમાઝ સવા ગઝ લાંબી અને ૧૪ (ચઉદ) ગિરહ★ પહોળી.
(૨) પટકો દોઢ ગઝ લાંબો અને ચૌદ (૧૪) ગિરહ પહોળો.
( આ મુર્દાને કબરમાં ઉતરવા માટે હોય છે.)
(૩) બિછાનું (પથારી) અઢી ગઝ લાંબું સવા ગઝ પહોળું. (એ ખાટલા પર પાથરવા માટે હોય છે.)
(૪) દામની બે ગઝ લાંબી સવા ગઝ પહોળી. (શકિત પ્રમાણે ચાર ગઝથી સાત ગઝ સુધી.) એ મોહતાજોને આપવામાં આવે છે.
(૫) લાંબી ચાદર ત્રણ ગઝ લાંબી, પોણા બે ગઝ પહોળી જે ખાટલાને ઢાંકી લે છે.

જો કે પર્દહના એહતિમામના કારણે અવરતના જનાઝા પર ચાદર નાખવી જરૂરી છે, પરંતુ એ કફનનો ભાગ નથી. અને એના હમરંગ કફન હોવું જરૂરી નથી. (પર્દહના માટે કોઈપણ કપડું કાફી થઈ શકે છે.)

[૫]

જો જાએનમાઝ વગેરેની જરૂરત પણ જણાય તો ઘરના કપડાં કામમાં લઈ શકાય છે, અથવા કોઈ અઝીઝ પોતાના માલમાંથી ખરીદી આપે, પછી પાછું લઈ લે.

[૬]

આ જે દસ્તૂર છે કે, મુર્દહના ઉપયોગના કપડાં કે વાસણ વગેરે ખયરાત કરી દેવામાં આવે છે તે વારિસોની પરવાનગી વગર હરગિઝ જાઈઝ નથી. અને જો વારિસોમાં કોઈ નાબાલિગ (સગીર) હોય ત્યારે તો પરવાનગી આપવા

★ એક ગઝ :– ૧૬ ગિરહ, એક ગિરહ સવા બે ઈંચની થાય છે.

છતાં એ પ્રમાણે કરવું જાઈઝ ન થશે. પ્રથમ માલની વહેંચણી કરે પછી બાલિગ (પુખ્તવયના વારિસો) પોતાના હિસ્સામાં જે ચાહે શરીઅતના પ્રમાણે ઈસાલે સવાબના માટે ખર્ચ કરે.

[૭]

કેટલાક વિસ્તારોમાં આ મીરાસ (વારસા)ના જ. સંયુકત–સામૂહિક માલમાંથી મય્યિતને દફન કર્યા પછી કબર પર રોટલીઓ અથવા બીજી કોઈ ચીઝ વહેંચવામાં આવે છે.

અને કેટલીક જગાએ દફન બાદ ફકીરોને અથવા જનાઝામાં શરીક થયેલાંઓને ઘરે બોલાવીને ખાવાનું ખવરાવવામાં ખાવે છે. અને એ બધું એ જ સંયુકત–સામૂહિક માલમાંથી ખર્ચ કરવામાં આવે છે.

આ રસમ બિદઅત પણ છે અને એમાં સંયુકત–સામૂહિક માલમાંથી ખર્ચ કરવાનો વબાલ પણ છે. ખાનારાઓને હોશ (ભાન) નથી કે અમે શું ખાય રહ્યાં છીએ !

અને આ અકીદહ પણ જાહિલાના છે કે કબર પર વહેંચવાથી વધારે સવાબ મળશે.

[૮]

તે પછી એ જ સંયુકત–સામૂહિક માલમાંથી તીજયું, દસમું, ચાલીસુ કરવામાં આવે છે અને વરસ પૂરું થયા પછી વરસી કરવામાં આવે છે. એ (બધી રસમોનું) બિદઅત હોવું તો બધાંને ખબર છે, પરંતુ મીરાસ (વારસાના) સંયુકત માલમાંથી ખર્ચ કરવો એ અલગ ગુનાહ છે.

[૯]

ઘણાં લોકોને કુર્આન પઢવા માટે ઈસાલે સવાબ માટે ઘરે બોલાવવામાં આવે છે, અથવા કેટલાક લોકોને નક્કી કરવામાં આવે છે કે કબર પર ચાલીસ દિવસ સુધી કુર્આન પઢતા રહો અને તેમને ખાવું–પીવું એ જ માલમાંથી મહેનતાણા તરીકે આપવામાં આવે છે. એમાં પ્રથમ તો સંયુકત માલમાંથી ખર્ચ કરે છે, બીજું ઈસાલે સવાબના ધોકામાં રહે છે. જેઓ માત્ર દુન્યવી લાલચના

Maktabe Ashraf

માટે કુર્આને મજીદ પઢે તેઓને પોતાને જ સવાબ નથી મળતો તો બીજાઓને શું સવાબ બખ્શશે ?

[૧૦]

ઘણા વિસ્તારોમાં હિલએ ઈસ્કાતનો રિવાજ છે. મીરાસ (વારસા)ના એ જ સંયુકત માલમાંથી લઈને વીસ–તીસ શેર અનાજ અને કંઈક રકમ તેમ જ કુર્આન શરીફ લઈને મય્યિતની ચારે તરફ ફેરવીને, ફેરવનારાઓ આપસમાં વહેંચી લે છે અને તેમનો મોટો સરદાર મય્યિતના વાલીઓ પર એકસામટી મખ્સૂસ રકમ વાજિબ કરી દે છે, તે બિલ્કુલ દુકાનદારીના તૌર પર ઘટાડે છે અને વાજિબ કરનાર વધારે છે. અને જે રકમ પર સંમતિ થઈ જાય છે, તેને વાજિબ કરનારાઓ આપસમાં વહેંચી લે છે. એ બધું જ સંયુકત–સામૂહિક માલમાંથી થાય છે, જેમાં નાબાલિગો (સગીરો) અને ગાઈબો (ગેરહાજરો) અને બેવાઓનો પણ હિસ્સો હોય છે.

આપસમાં વહેંચી લેનારા અને એ માલના ખાનારાઓ જાહેરમાં તો અહલે ઈલ્મ અને દેખાવમાં સાલિહીન હોય છે. એ લોકો પોતાની જાહેરી દુન્યવી આવકને જુએ છે, એ નથી વિચારતા કે આખિરતમાં એનો શું વબાલ થશે ?



જે લોકો અનાજ અને રકમ (નાણાં) લઈને હીલએ ઈસ્કાત (કરવા) માટે બેસે છે અને મય્યિતની ચારે તરફ ઘુમાવે છે, અને તસવ્વુર (કલ્પના) કરે છે કે દસ–પાંચ શેર માલનો સો (૧૦૦) મણ બની ગયો કારણ કે આપસમાં દરેક શખ્સ એક–બીજાને વારંવાર દસ–પાંચ શેર અનાજ આપતો ચાલ્યો ગયો, આવો તસવ્વુર સરાસર ધોકો છે. દરેક શખ્સ જે બીજાને આપે છે તે હકીકી તોર પર (ખરેખર) આપતો નથી, કારણ કે જો કોઈ શખ્સ માલ લઈને ચાલ્યો જાય તો તેને જવા નથી દેતા.

એક જગાએ એવું જ થયું. લોકો વર્તુળમાં બેસીને અનાજ અને પૈસાની પોટલી ઘુમાવી રહ્યા હતા, અને એકબીજાને આપી રહ્યા હતા. તેમાંથી એક શખ્સ પોટલી લઈને ભાગવા લાગ્યો. લોકો તેની પાછળ દોડયા અને તેને પકડી લીધો.

તેણે કહ્યું કે,

'આ માલ પાછો લઈ લો ! હું મારો કબજો રાખવા માટે એને લઈને ભાગ્યો નથી. મેં તો તમને બધાંને દેખાડવા અને દર્શાવવા માટે આ રીત અપનાવી છે. જો તમે ખરેખર આપી દીધો છે તો જબરદસ્તી પાછો શા માટે લઈ લો છો ?'

એનાથી જાણવા મળ્યું કે આપસમાં એક–બીજાને આપવું બિલકુલ હેરાફેરી (છેતરપિંડી) છે અને ફરેબ છે. પોતાના આ અમલથી મય્યિતના વાલી (વારસો)ને એ બતાવવું કે દસ–પાંચ શેર અનાજ આપવાથી સો (૧૦૦) મણ અનાજનો મય્યિતને સવાબ મળી ગયો અને તેના નમાઝ તથા રોઝહનો કફ્ફારો થઈ ગયો, એ બધું ફરેબ છે. એમાં મરનારને પણ ફરેબ આપવું છે. તે જિંદગીભર હીલએ ઈસ્કાત જુએ છે, નમાઝ, રોઝહમાં ઈરાદાપૂર્વક કોતાહી કરે છે, ફર્ઝ નમાઝો છોડે છે, રોઝહ છોડે છે અને સમજે છે કે, નમાઝોની પાંબદી કરવાની અને રોઝહ રાખવાની જરૂરત નથી, કારણ કે મોત આવતાં જ મારા વારિસો હીલએ ઈસ્કાતના ઝરીયાથી બધાં છોડેલાં રોઝહ અને નમાઝોનો કફ્ફારહ કરી જ દેશે !

જ્યારે થોડોક માલ ખર્ચ કરવાથી જિંદગીભરની નમાઝો અને રોઝહનો કફ્ફારો થઈ જાય, અને આ પ્રકારનો બદઅકીદહ (ખરાબ માન્યતા) લોકોમાં પ્રખ્યાત થઈ જાય તો પછી કોઈને નમાઝ–રોઝહની પાબંદી કરવાની જરૂરત જ શું છે ?

અફસોસ છે કે આ આલિમ દેખાતી જમાઅત જે હીલએ ઈસ્કાતનો કારોબાર (ધંધો) કરતી ફરે છે તેને ન હલાલ–હરામનો ખ્યાલ છે, ન બિદઅતોથી બચવાનું ધ્યાન, અને ન મરનારની ખયર ખ્વાહી (શુભેચ્છા) નઝર સામે ! બસ તેમનું પોતાનું મન રાજી થઈ જાય, ભલે મય્યિતનું કંઈ પણ થાય ! અને અવામ (જનતા)માં ભલે જે કંઈ બદઅકીદગી ફેલાય !

"ફ ઈલલ્લાહિ મુશ્તકા વહુવલ મુસ્તઆન"
[અલ્લાહથી જ ફરિયાદ છે અને તે જ મદદગાર છે.]



Maktabe Ashraf

[૧૧]

વારસોના સંયુકત માલમાંથી લોકોની મહેમાનદારી, આવનારાઓની સરભરા, ખાવાનું ખવરાવવું, સદકહ–ખયગાત વગેરે કંઈ જાઈઝ નથી.

એ જ પ્રમાણે મરવા પછીથી દફન કરતાં સુધી જે કંઈ અનાજ વગેરે ફકીરોને આપવામાં આવે છે, મુર્દહના માલમાંથી એ આપવું પણ હરામ છે, મુર્દહને હરગિઝ કંઈ સવાબ નથી પહોંચતો, બલકે એમાં સવાબ સમજવો સખત ગુનાહ છે, કારણ કે હવે એ બધો માલ વારિસોનો થઈ ગયો, બીજાનો હક મારીને માલ આપવો એવું જ છે જેવું કે ગયરનો માલ ચોરીને આપી દેવામાં આવે.

અને (પ્રથમ) માલ વારિસોને વહેંચી દેવામાં આવે. પછી દરેકને ઈખ્તિયાર છે કે પોત પોતાના હિસ્સામાંથી શરીઅત પ્રમાણે ઈસાલે સવાબ કરે કે ન કરે. વારિસોથી એ ખર્ચ કરવાની અને ખયરાત કરવાની ઈજાઝત પણ ન લેવી જોઈએ, કારણ કે ઈજાઝત લેવાથી માત્ર ઉપરના દિલથી ઈજાઝત આપે છે, ઈજાઝત ન આપવામાં બદનામી મહેસૂસ કરે છે એટલે ઈજાઝતના શબ્દો બોલી દે છે કે માથું હલાવી દે છે, આવી ઈજાઝતનો કોઈ એ'તિબાર નથી.

[૧૨]

મરનારે નાનો–મોટો, ઓછો–વધારે જે કંઈ માલ છોડયો હોય, રકમ હોય, જાયદાદ હોય, પહેરવાના કપડાં હોય, ઘરનો સામાન હોય, વાસણ હોય કે ફર્નીચર હોય–તે બધાંમાં મીરાસ (વારસો) લાગુ પડે છે. સામાન્ય રીતે લોકો વારસો વહેંચતાં જ નથી અને જો વહેંચે છે તો રકમ અને જાયદાદ, મકાન, દુકાનને વહેંચી લે છે બાકીનો માલ એમ જ સંયુકત–સામૂહિક વપરાતો રહે છે, એમાં યતીમો, બેવાઓનો હિસ્સો હોય છે, આ પણ ગસબે મીરાસ (વારસો પચાવી પાડવામાં) શામિલ છે.

એક બુઝુર્ગનો કિસ્સો છે :

તે બુઝુર્ગ એક એવા મરીઝ (બીમાર)ની પાસે બેઠેલા હતા જેમના અંતિમ શ્વાસો ચાલતા હતા. તેમના બેઠાં બેઠાં જ મરીઝની રૂહ નીકળી ગઈ. તેમણે તરત જ દીવો બુઝાવી દીધો અને પોતાની પાસેથી પૈસા આપીને ફરમાવ્યું કે,



Maktabe Ashraf

> 'આ પૈસાનું તેલ લઈ આવો ! આ શખ્સ જયાં સુધી જીવંત હતા, તેમની જરૂરત માટે દીવો સળગતો હતો, અને જયારે એમનું મૃત્યુ થઈ ગયું તો આ દીવો અને એનું તેલ પણ વારિસોનો માલ થઈ ગયો. અને વારિસોમાં યતીમ પણ છે, અને બેવા (વિધવા) પણ છે, અને તે વારિસો પણ છે જેઓ ગેરહાજર છે, જેથી આપણને આ દીવાથી લાભ લેવાનો હક નથી રહ્યો.'

લોકો તો આ બનાવને તકવાનો ગણી લેશે, પરંતુ હકીકતમાં એ ફતવાની વાત છે ! શરીઅતમાં બીજાઓનો માલ વાપરવાની ઈજાઝત કયાં છે ?

## નોંધ

આ જે કંઈ મેં લખ્યું છે, લોકો એમાં તંગી મહેસૂસ કરશે, પરંતુ શરીઅતના અહકામને બયાન કરવા જરૂરી છે અને એના પર અમલ કરવું પણ લાઝિમ છે. એક આસાન રીત એ છે કે, બધાં માલનું મૂલ્ય અર્થાત્ કીમત લગાવવામાં આવે અને બાળકો તથા બેવાઓ તેમ જ ગેરહાજર (વારિસો)નો જે હિસ્સો નીકળતો હોય, નેક નિય્યતીથી અને હુકૂક અદા કરવાના તથા હમદર્દી (સહાનુભૂતિ)ના તૌર પર (જેમાં જરા જેટલીયે કમી ન હોય) અલગ કરી લેવામાં આવે. તે પછી નાબાલિગો (સગીરો)ના હિસ્સા કોઈ વલી (વાલી)ને સોંપી દેવામાં આવે, અને બેવાનો હિસ્સો તે જ વખતે સોંપી દેવામાં આવે, અને જે લોકો ગેરહાજર છે તે લોકોના હિસ્સા અમાનત તરીકે સુરક્ષિત કરી લેવામાં આવે અને જે બાલિગ પુખ્ત વયના (વારિસ) મોજૂદ છે તેઓ પોતાના હિસ્સા વહેંચી લે, અને વાસણ, કપડાં, ફર્નીચર વગેરે કોઈ શખ્સ પોતાની તરફ લગાવી લે, અને જે બાલિગ વારિસો હાજર છે તેઓ પોતાના હિસ્સા વહેંચવા બાદ આપસમાં એક બીજાને ઓછું–વધારે હલાલ કરાવી લે.

યાદ રહે કે, એનો મતલબ એ નથી કે, યતીમો અને બેવાઓને માત્ર માલિયતની રકમ આપવામાં આવે. બધાંને દરેક માલમાંથી હિસ્સો આપવામાં આવે. રકમ પણ હિસ્સામાં આવશે અને જાયદાદ, મકાન, દુકાન પણ.

સારી રીતે સમજી લો ! જે ચીઝ વહેંચી શકાતી હોય તેની રીત અને વિવિધ મકાનો અને જાયદાદ તથા ઝમીનની વહેંચણીની રીતો ફિકહમાં બયાન કરેલી છે, જેને વહેંચનારા જાણે છે.

Maktabe Ashraf

# છેલ્લી ચેતવણી

હવે કિતાબ ખત્મ થઈ રહી છે. અગાઉના પાનાંઓમાં વસીયત અને મીરાસના અહકામ અને જરૂરી ચેતવણીઓ આવી ચૂકી છે. હવે છેલ્લી ચેતવણી પર કિતાબ ખત્મ કરવામાં આવે છે.

સૂરએ નિસાઅમાં (આયત નં. ૧૩ અને ૧૪) ઈરશાદ છે :

“તિલ્ક હુદૂદુલ્લાહિ વ મંય્ યુતિઈલ્લાહ વ રસૂલહૂ ... યુદ્ખિલ્હુ નારન ખાલિદન ફીહા વ લહૂ અઝાબુમ્ મુહીન.”

ભાવાર્થ :

આ (બધાં હુકમો) અલ્લાહના નિર્માણ કરેલા કાનૂનો છે, અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનું સંપૂર્ણ ફરમાન ઉઠાવશે અલ્લાહ તેને એવી જન્નતમાં દાખલ કરશે જેના (મહેલો) તળે નહેરો વહેતી હશે, તેઓ તેમાં સદા રહેશે. અને એ જ મહાન સફળતા છે. (આયત નં. ૧૩)

પણ જે કોઈ અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ની નાફરમાની કરશે અને તેની સીમા ઓળંગી જશે તો તેને એવી (દોઝખની) આગમાં નાંખશે જેમાં તે સદા રહેશે; અને તેના માટે હલકાઈનો અઝાબ છે. (આયત નં. ૧૪)



વારસાના હિસ્સા બયાન કર્યા બાદ, અને વસીયત નાફિઝ (લાગુ) કરવાના તેમ જ દેવું અદા કરવાના હુકમ ફરમાવ્યા બાદ અહકામે ખુદાવંદ પર અમલ કરવાની તાકીદ ફરમાવતા ઈરશાદ ફરમાવ્યો કે,

જે કંઈ ઉપર બયાન થયું તે અલ્લાહની હદબંદીઓ છે. ખુદાએ પાકના કાનૂનોને તોડવા અને હદબંદીઓથી (મર્યાદાથી) આગળ

Maktabe Ashraf

વધવું બગાવત છે અને કાનૂનની સંભાળ રાખવી અને તેની હિફાઝત કરવી અલ્લાહ તઆલા શાનુહૂની રઝામંદી અને તેના ઈનામો મળવાનો સબબ છે.

ફરમાંબરદારોના માટે બાગ છે જે દારુન્નઈમ (જન્નત)માં હશે. તેમાં હમેશાં રહેશે. તે બાગોમાં દાખલ થઈ જવું ઘણી મોટી કામિયાબી છે.

જે લોકો કાનૂનોની મર્યાદાનો ભંગ કરે છે તેઓ નાફરમાન છે. નાફરમાનોની સઝા દોઝખનો અઝાબ છે, જે ઝલીલ (અપમાનિત) કરનારો છે. તેમાં હમેશાં રહેશે.

જે લોકો અલ્લાહ તઆલાના દીનને નથી માનતા અથવા જૂઠા મોઢાંથી પોતે પોતાને મુસલમાન કહે છે, પરંતુ અલ્લાહના કાનૂનોને ગલત ઠેરવે છે, તેમને ઝાલિમાનહ કાનૂનો બતાવે છે, તેનો મઝાક ઉડાવે છે, તેઓ તો કાફિર છે જ. તેમના માટે સઝા કાયમી અને હંમેશાની છે. તેમને દોઝખથી કયારેય નીકળવાનું નસીબ ન થશે. અને જે લોકો ઈમાન ધરાવતા હોવા છતાં બેઅમલ છે, સઝાને લાયક તેઓ પણ છે, અલ્લાહની જયારે ઈચ્છા થશે ત્યારે તેમની દોઝખથી મુક્તિ થશે.

હુકૂકુલ્લાહ અને હુકૂકુલ ઈબાદ (અલ્લાહના હકો અને બંદાઓનો હકો) બાબતમાં જે અહકામ છે તે બધાંની પાબંદી કરવું લાઝિમ છે. અને હુકૂકુલ ઈબાદ (બંદાઓના હકો)નો બોજ પોતાના માથે લઈને દુનિયાથી જવું સખ્ત વબાલની વાત છે. અલ્લાહ તઆલાના હકોમાં જે કમી–કોતાહી કરી અને અહકામના ખિલાફ વર્તન કરતાં રહ્યા હોય તે તવબાથી માફ થઈ જાય છે, અને અલ્લાહ તઆલાની મશીયત (ઈચ્છા) હશે તો પોતાના ફઝલથી તવબા કરવા વગર પણ માફ કરી દેશે. અથવા એક મુદત સુધી દોઝખમાં સઝા આપીને ઈમાનવાળાને જન્નતમાં મોકલી દેશે.

પરંતુ જો હુકૂકુલ ઈબાદ (બંદાઓના હકો) દુનિયામાં અદા ન કરવામાં

Maktabe Ashraf

આવ્યા તો કિયામતના દિવસે અલ્લાહ તઆલા તેમને માફ ન ફરમાવશે, કારણ કે એ મખ્લૂકના હકો છે જેઓ મોહતાજ છે અને જરૂરતમંદ છે. કોઈ પણ રીતે કોઈનો માલ ગુપચાવ્યો, ખયાનત કરી, કર્ઝ લઈને અદા ન કર્યો, ચોરી કરી, લૂંટ ફરી, વારસાના માલમાં હકદારોના હિસ્સા ન આપ્યા, અથવા કોઈ પણ રીતે કોઈનો હક દબાવી લીધો તો કિયામતના દિવસે તે બધાંનો નેકીઓના ઝરીયાથી બદલો આપવો પડશે.

હઝરત સુફયાન સવરી (રહ.) ફરમાવતા હતા કે,

'જો કોઈ શખ્સ અલ્લાહ તઆલાની સિત્તેર નાફમાનીઓ લઈને કિયામતના મેદાનમાં પહોંચે તો એ એના કરતાં હલકો ગુનોહ (અપરાધ) છે કે કોઈ બંદાનો એક હક પોતાના ઝિમ્મે લઈને મેદાને કિયામતમાં હાજર થાય, કારણ કે અલ્લાહ તઆલા બેનિયાઝ છે, તેનાથી માફીની આશા રાખી શકાય, પરંતુ બંદાઓ મોહતાજ હોવાથી તેમના હકોની અદાયગીનું ધ્યાન રાખવું અને હુકૂકુલ ઈબાદ (બંદાઓના હકો)થી પાક થઈને જવું ઘણું વધારે મહત્ત્વનું અને સખત જરૂરી છે. બંદાઓથી ત્યાં માફ કરવાની આશા રાખવી મૂર્ખાઈ છે. બંદાઓ ત્યાં મોહતાજ હશે, કફોડી હાલત હશે, નજીવો નજીવો સહારો શોધતા હશે અને દરેક હકદાર પોતાનો પૂરેપૂરો હક વસૂલ કરવા ચાહશે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખતે પોતાના સહાબા (રદિ.)થી ઈરશાદ ફરમાવ્યો કે,

"શું તમે જાણો છો કે મુફલિસ કોણ છે ?"

સહાબા (રદિ.)એ અરજ કરી કે,

"અમે તો તેને મુફલિસ સમજીએ છીએ જેની પાસે રૂપિયા ન હોય, અને માલ ન હોય."

Makabe Ashraf

આ સાંભળીને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'બેશક, મારી ઉમ્મતનો હકીકી મુફલિસ તે હશે જે કિયામતના દિવસે નમાઝ, રોઝહ, ઝકાત લઈને આવશે. અર્થાત્ તેણે નમાઝો પણ પઢી હશે, અને રોઝહ પણ રાખ્યા હશે, ઝકાત પણ અદા કરી હશે, અને તે બધું છતાં એ હાલતમાં હશરના મેદાનમાં આવશે કે કોઈને ગાળ આપી હશે, અને કોઈને તોહમત લગાવી હશે, અને કોઈનો નાહક માલ ખાધો હશે, અને કોઈનું નાહક ખૂન વહાવ્યું હશે, અને કોઈને માર્યો હશે, અને કિયામતનો દિવસ ફેસલાનો દિવસ હોવાથી, તે શખ્સનો ફેસલો એવી રીતે કરવામાં આવશે કે જેને જેને તેણે સતાવ્યા હતા, અને જેના જેના હક માર્યા હતા, સૌને તેની નેકીઓ વહેંચી દેવામાં આવશે. કેટલીક નેકીઓ આ હકદારને આપવામાં આવશે અને કેટલીક નેકીઓ બીજા હકદારને આપવામાં આવશે. તે પછી જો હક પૂરો થવા પહેલાં તેની નેકીઓ ખત્મ થઈ ગઈ તો તેના માથે હકદારોના ગુનાહો નાખી દેવામાં આવશે, તે પછી તેને દોઝખમાં નાખી દેવામાં આવશે.'' [મુસ્લિમ શરીફ]



ઉપરાંત હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી એ પણ રિવાયત છે કે,

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેણે પોતાના કોઈ ભાઈ પર કોઈ ઝુલ્મ કરી રાખ્યો હોય કે તેની બેઆબરૂઈ કરી હોય, અથવા કોઈ બીજી હકતલ્ફી કરી હોય તો આજે જ ( આ દુનિયામાં તેનો હક અદા કરીને અથવા માફી માંગીને) એનાથી પહેલાં માફ કરાવી લે, જ્યાં ન દીનાર હશે ન દિર્હમ.'

પછી ફરમાવ્યું કે,

'જો તેના કેટલાક અમલ સારા હશે તો ઝુલ્મના પ્રમાણમાં તેની પાસેથી લઈ લેવામાં આવશે (જે હકદારોને આપી દેવામાં આવશે) અને જો તેની નેકીઓ ન હશે તો મઝલૂમની બુરાઈઓ લઈને તે ઝાલિમના માથે નાખી દેવામાં આવશે.'

['બુખારી શરીફ']



આ બંને હદીસોથી જાણવા મળ્યું કે માત્ર પૈસા–કોડી દબાવી લેવા જ ઝુલ્મ નથી, બલ્કે ગાળ આપવું, ગીબત કરવું, તોહમત લગાવવું, વગર કારણે મારવું, બેઆબરૂઈ કરવું પણ ઝુલ્મ અને હક તલ્ફી છે. ઘણાં લોકો પોતાના વિષે સમજે છે કે અમે દીનદાર છીએ, પરંતુ આ વાતોથી ઝરા નથી બચતા !

સ્પષ્ટ રીતે જાણી લો કે અલ્લાહ તઆલા પોતાના હકો તો તવબા–ઈસ્તિગ્ફારથી માફ ફરમાવી દે છે, પરંતુ બંદાઓના હકો તે વખતે માફ થશે જયારે એને અદા કરશે અથવા હકદાર પાસે માફ કરાવી લેશે.

હવે અમે રુખ્સત થઈએ છીએ. અલ્લાહ તઆલા શાનુહૂ આપણને સૌને નેક અમલની તૌફિક આપે !

મા નસીહત બજાએ ખૂદ કર્દેમ
રોઝગારે દરીં બસર બુર્દેમ
ગર ન બાયદ બગોશે રગબતે કસ,
બર રસૂલાં 'બલાગ' બાશદ વ બસ.

ભાવાર્થ :

જે કંઈ નસીહત કરવાની હતી તે અમે કરી દીધી, એ માટે એક સમય પણ લગાવ્યો જો એનાથી કોઈને કંઈ રગબત પયદા ન થાય તો (માત્ર એટલું જ કહેવું છે કે) એલચીઓનું કામ પયગામને માત્ર પહોંચાડવું છે.





Maktabe Ashraf

વ આખિરુ દઅ્વાના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ અમ્બિયાઈ વલ મુર્સલીન વ અલા આલિહી વ અસ્હાબિહી વ અત્બાઈહી વ અહ્બાબિહી વ અહ્ઝાબિહી અજમઈન.



## [સમાપ્ત]

Maktaba Ashraf



# ❖ સવિનય વિનંતી ❖

બિફઝ્લિહી તઆલા ! ગુજરાતની આ મશહૂર દીની દર્સગાહ પોતાની સ્થાપનાના હેતુલક્ષી માર્ગે પ્રતિપળ આગળ ને આગળ ધપતી જાય છે. એની વિવિધલક્ષી અને બહુમુખી ખિદમાત જગજાહેર છે.

જતે દહાડે એનું કાર્યવર્તુળ વિશાળ થતું જાય છે, તેમ એના ખર્ચ અને જરૂરતોમાં પણ વધારો થાય એ સ્વાભાવિક છે. એની કાયમી આવક માટેનું કોઈ સાધન નથી. બસ, મુસ્લિમ કૌમના સહકાર પર એનું ચક્ર ગતિમાન છે. આથી દરેક મુસલમાને એને હરેક પ્રકારે સહકાર પૂરો પાડવો જોઈએ, પોતાના વગવર્તુળમાં એને મદદ કરવાની તલકીન અને તશ્કીલ કરવી જોઈએ. સહકારની આશા અને અપીલ સાથે .........

**(હઝ. મવ.) ઇસ્માઈલ અહમદ મનુબરી (સા.)**
(મોહતમિમ : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર, કંથારીઆ)

Maktabe Ashraf

Designed & Printed by : FARID BOOK DEPOT (Pvt.) Ltd. New Delhi Ph.: 23289786